# નિવૃત્તિવિનોદ

લેખક—

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

એમ્. એ., એલ્ એલ્ બી.,

પ્રોફેસર, મેન્ટલ અન્ડ મૉરલ ફિલૉસૉફી, બરોડા કૉલેજ,—

"જાપાનની કેળવણીની પદ્ધતિ", "યુરોપના સુધારાનો ઇતિહાસ", "Studies in Deductive Logic", "ને Studies in Inductive Logic" ના કર્ત્તા

---

એજંટો:—મુંબઈ, મેશર્સ ન. મા. ત્રિપાઠીની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ;
વડોદરા, રા. મો. મ. શાહ, બુકસેલર, લહેરીપુરા દરવાજે.

---



આવૃત્તિ ૧લી　　　　પ્રત ૧૦૦૦

સંવત્ ૧૯૭૩　　　　સને ૧૯૧૭

---

રૂ. ૧-૪-૦

આ પુસ્તક

(૧) રા. મોહનલાલ મનસુખલાલ શાહ, બુકસેલર, લહેરીપુરા, વડોદરા;

(૨) મેશર્સ ન. મા. ત્રિપાઠીની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ;

ને (૩) મદન ઝાંપા રોડ, કર્ત્તા—એમની પાસેથી મળી શકશે.

---

આ પુસ્તક **શ્રી સત્યનારાયણ** પ્રિન્ટિંગ પ્રેસમાં, સિવિલ હૉસ્પિટલ પાસે, **અમદાવાદમાં પટેલ મોતીલાલ કાળિદાસે** છાપ્યું, ને **અ. ક. ત્રિવેદી** એમ્. એ., એલ્. એલ્. બી., પ્રોફેસર, બરોડા કાલેજ, એમણે હવાડીઆ ચકલા, સુરતમાં પ્રસિદ્ધ કર્યું.

---

મારી સ્નેહાળ ભગિનીઓને આ લઘુ પુસ્તક

સમર્પિત કરૂં છું.

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

# પ્રસ્તાવના

આ લઘુ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં રજુ કરતાં મને ઘણો આનંદ થાય છે; કારણ, એ મારા શુદ્ધ આનન્દોનું એક સ્વરૂપ છે. એમાં જ્ઞાન નથી, પણ લાગણીઓ છે; તર્કસિદ્ધ દલીલો નથી, પણ જેવી હોય તેવી મારી ભાવનાઓનો આવિર્ભાવ છે. જે મને ચાહતો હશે તે આ પુસ્તકને પણ ચાહશે; જે આ પુસ્તકને ચાહશે તે મને પણ ચાહશે.

આશા છે કે આ પુસ્તકના સહવાસમાં વાચકને કંઈક શાન્તિ, કંઈક વિનોદ, કંઈક રસિકતાનો અનુભવ થશે. વિશેષ કંઈજ ન લખતાં પ્રિય વાચક! તને આગળ જવા વિનતિ કરૂં છું.

મદન ઝાંપા રોડ, ન્યાયમંદિર
પાછળ—વડોદરા,
તા. ૨૫મી જુલાઈ ૧૯૧૭

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

# અનુક્રમણિકા

# મુખ્ય ભૂલોનું શુદ્ધિપત્ર

| પૃષ્ટ ને લીટી | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩, | ૧ | આપણે | આપણને |
| ૧૪, | ૧૧ | લે છે. | લે છે ! |
| ૨૭, | ૧ | જીનનચરિત | જીવનચરિત |
| ૨૯, | ૪ | શિક્ષામણ | શિખામણ |
| ૬૯, | ૭ | માલમ | માલૂમ |
| ૭૩, | ૧૭ | પુતળાની | પૂતળાની |
| ૮૯, | ૧૦ | અનુકુલ | અનુકૂલ |
| ૯૮, | ૧૭ | પુરી | પૂરી |
| ૯૯, | ૧૯ | દીસતી ! | દીસતી ? |
| ૧૧૦, | ૧૭ | નથી. | નથી |
| ૧૧૫, | ૧૩ | ઝોકું | ઝોકું |

કેટલેક સ્થળે "ઉઠે", "ઉંચું" "ઉંઘ," "ઉભા" એમ છે ત્યાં "ઊઠે," "ઊભા", "ઊંચું" ને "ઊંઘ" એમ વાંચવું.

# નિવૃત્તિવિનોદ

## જુનું ને નવું

જુનું એટલે શું? જુના વખતમાં, ભૂત કાળમાં થઈ ગએલું તે કે જુનું થએલું, ભૂતથી વર્તમાન સુધી ચાલતું આવેલું તે? આ બે અર્થની ગુંચવણોને લીધે જુનાના હીમાયતીઓ નવાના હીમાયતીઓ સાથે લઢતા આવ્યા છે, એટલે સુધી કે "જુનું ને નવું" એ વિષય પણ દરેક દેશમાં જોઈએ તેટલો જુનો થઈ ગયો છે.

ડુંગરા દૂરથી રળીઆમણા. તે ન્યાયે આપણા સમયથી દૂરના સમયમાં થઈ ગએલી આચારવિચારોની પદ્ધતિઓ, ને ધાર્મિક, સામાજિક, નૈતિક સંસ્થાઓ એ બધું આપણને મોહક લાગે છે. આપણે વિધવાઓના પુનર્લગ્નની વિરુદ્ધ થઈએ છીએ. શા માટે? જુના વખતમાં તેમ હતું તે માટે. આપણે જ્ઞાતિ સંસ્થાઓને ચુસ્ત વળગી રહીએ છીએ. શા માટે? જુના વખતમાં તેમ હતું એમ આપણે માનીએ છીએ તે માટે. આપણે વધારે સ્ત્રીસ્વાતંત્ર્યની વિરુદ્ધ થઈએ છીએ. શા માટે? જુના વખતમાં તેમ હતું તે માટે. આપણે સ્ત્રીઓની ઉચ્ચ કેળવણીના પણ વિરોધી બનીએ છીએ. શા માટે? જુના વખતમાં તેવી કેળવણી નહોતી તેટલા માટે. આમ માત્ર જુના વખતમાં જે જે હતું તે તે માત્ર જુના વખતમાં હતું માટેજ આપણને સ્વીકાર્ય થાય છે. ભલે થાય! હું કહું છું, ભલે થાય. તે માત્ર સ્વીકાર્ય થવાથી આપણું બહુ બગડતું નથી. જે અનર્થકારક છે તે તે

સ્વીકાર્યતા નથી પણ તેની સાથે કરવામાં આવતું તેનું **સમર્થન** છે. આ સમર્થન બહુ અનિષ્ટ ઉત્પન્ન કરે છે, આ સમર્થન ભયંકર છે. અને આ સમર્થન માત્ર એવીજ રીતનું છે કે " જુનું એટલું સારૂં, " " શું આપણા પૂર્વજો કંઈ મૂર્ખ હતા ? "

કમનસીબની વાત એ છે કે જુના સમયમાં થઈ ગએલા માણસો આપણા પૂર્વજો હતા. એટલે જુનાને માન નહિ આપવામાં આપણે આપણા દૂરના બાપદાદાઓને માન નથી આપતા એવો અર્થ કરવામાં આવે છે. વસ્તુસ્થિતિ એ છે કે જુનાને કોઈ ચાહતું નથી, માત્ર પોતાના પૂર્વજોનેજ સહુ કોઈ ચાહે છે. જુનાની પૂજા તે જુનાની પૂજા નથી, પણ પૂર્વજોની પૂજા છે. અન્ય દેશના જુના આચારવિચારો કે સંસ્થાઓને કોઈ ચાહતું નથી. અહીંનો જુનાનો હીમાયતી ઇન્ગ્લંડના કે ફ્રાન્સના જુના આચારવિચારો ને સંસ્થાઓને શું ચાહશે? કદાપિ નહિ. પોતાના દેશના જુના આચારવિચારો ને સંસ્થાઓ સાથે તેનો વિરોધ થતાં તેને તો તે નહિ સ્વીકારે એટલુંજ નહિ, તેના તરફ બિનદરકાર રહેશે એટલુંજ નહિ, પણ તેથીએ આગળ જઈને તેને "**જંગલી**", "**અશિષ્ટ**", "**અણકેળવાએલાં**" એવા શબ્દોથી ધિક્કારશે. સર્વે દેશોમાં જુનાના હિમાયતીઓનું આજ વલણ હોય છે. જુનાને ચાહનારાઓ, માત્ર પોતાના પૂર્વજોને ચાહે છે, છતાં કહે છે એમ કે " અમે જુનાને ચાહીએ છીએ ".

ધારો કે એક દેશના લોકો બીજા દેશમાં જઈને વસે. દેશ જીત્યા પછી કે સંસ્થાન તરીકે આમ ઘણીએ વાર થાય છે. શું મૂળના વતનીઓના જુના આચારવિચારો તરફ તેઓ જરાએ પ્રેમની દ્દષ્ટિથી જોશે ? કદાપિ નહિ. ત્યાં પણ તેઓ તો પોતાના દેશનાજ જુનાને વળગી રહેશે. જુનાને ચાહવું એટલે પૂર્વજોને ચાહવું—એ સિવાય બીજો કશો અર્થ નથી.

પણ આપણા પૂર્વજો તરફ આપણે આદરભાવ હોય છે તેનું કારણ શું ? આ ભાવ કંઈ જેવો તેવો નથી હોતો. એ એક જાતની ધાર્મિક લાગણીમાં પરિવર્તન પામે છે, ને પૂર્વજપૂજા એ ધર્મનું એક અગત્યનું સ્વરૂપ ગણાય છે. પણ ધર્મની ભાવના હોય તોએ શું ? તેનો પણ કંઈક હેતુ તો બુદ્ધિથી સમજાવવો જોઈએ. પુર્વજો તરફ આદર હોવાનું એજ કારણ હોઈ શકે કે "પૂર્વજો" એટલે આપણા "અગાઉના ડાહ્યા વડીલો" એવો અર્થ રૂઢ થઈ ગએલો હોય છે. "આપણા પૂર્વજો મૂર્ખ હતા" એવા વાક્યનો ઉચ્ચાર થાય તો કટુતા ઉત્પન્ન થવાનોજ પ્રસંગ આવે. "પૂર્વજો" ને "ડાહ્યા માણસો" એ બે જાણે લોકોને મન એકજ છે. પણ આનું પણ કારણ હોવું જોઈએ. આનું કારણ એ છે કે જેમ આપણા કુટુંબોમાં આપણા વડીલોને આપણે ડાહ્યા ગણીએ છીએ તેનું કારણ એ હોય છે કે તેઓ વયોવૃદ્ધ હોય છે, ને તેથી અનુભવવૃદ્ધ પણ હોય છે, તેમ આપણા પૂર્વજો પણ અનુભવવૃદ્ધ હોયજ એમ માની લેવામાં આવે છે, ને તેમના તરફની પૂજ્યબુદ્ધિ તે બીજું કંઈજ નહિ પણ અનુભવસિદ્ધ વસ્તુઓ તરફની આપણી આદરબુદ્ધિ છે.

હવે પ્રશ્ન એ ઉઠે છે કે આમજ જો છે, તો પછી જુનાની માત્ર જુના તરીકે પૂજા શા માટે જોઈએ ? "જુના વખતમાં થઈ ગએલા" તરીકે તેની પૂજા તો માત્ર હસનીયજ છે. એનું સમર્થન જ્યારે અનુભવને આધારે છે ત્યારે જુના તરફનો પ્રેમ તે "જુનું થએલું, ભૂતથી વર્તમાન સુધી ટકેલું, અનુભવસિદ્ધ ને અનુભવમાં જુનું" તે તરફનો પ્રેમ છે એમજ બરાબર રીતે કહેવાય. આવી રીતે જોતાં જુનું શું ? જુના સમયમાં થઈ ગએલું કે નવા સમયનું જે હોય તે ? પ્રાચીન સમયના કરતાં અર્વાચીન સમય વધારે જુનો છે, અનુભવમાં વધારે રીઢો છે, કારણ આપણને ઇતિહાસ મદદ કરે છે. ભૂત કાળમાં જે જે થઈ ગએલું હોય છે તે બધું વર્તમાન સુધી આવે છે ને તેથી વર્તમાન સમય અનુભવની વાતો ભૂતના

કરતાં વધારેજ જાણે છે. ભૂત નહિ પણ વર્તમાન સમય અનુભવમાં આગળ વધેલો છે, જુનું નહિ પણ નવું અનુભવમાં વધેલું છે, અને 'જુનું' એ શબ્દનો અર્થ 'ટકી રહેલું' એવો લઈએ તો જુના કરતાં નવામાં વધારે જુનું છે એ દેખીતું છે. નવું એજ "જુનું" છે, "જુનું" તો સરખામણીમાં નવું છે. જો "જુનું" એટલે "અનુભવથી ભરેલું", "ટકેલું", "વધારે જ્ઞાનવાળું" એવો અર્થ હોય ને એવા અર્થને લીધે આપણો પ્રેમ તે તરફ હોય—વાસ્તવિકતાથી તેમજ હોવું જોઇએ—તો આપણે જુનાના નહિ પણ નવાના પૂજક હોવું જોઈએ.

ફેરફાર, એ સૃષ્ટિનો અગત્યનો નિયમ છે. જ્યાં ફેરફાર નથી ત્યાં જીવન નથી, સ્થિરતા એટલે મૃત્યુ. દરેક સમય મનુષ્યને માટે તેની નવીન પરિસ્થિતિ આણે છે, ને બુદ્ધિની ઉત્કૃષ્ટતા તેને અનુકૂલ આચારવિચારો કરવામાંજ સમાયલી છે. જુનાને વળગી રહી જીવનને ફેરવાતી સ્થિતિઓને માફક બનાવવું નહિ એ મોટામાં મોટી ભૂલ છે, ને તેને પરિણામે વ્યક્તિઓ ને સમાજો જીવતાં મૃત્યુની દુઃખદ અવસ્થા ભોગવે છે.

---

## સત્ય

સત્ય કુદરત છે, કુદરત સત્ય છે. અસત્ય કુદરતનું ઉલ્લંઘન છે. સત્ય કહેનાર કુદરતને અનુસરે છે. કુદરતનો કૃત્રિમતાથી ભંગ થયે અસત્યનો આવિર્ભાવ થાય છે, કુદરતજ સત્યનું સ્વરૂપ છે. કુદરતના નિયમો સત્યનો વિકાસ કરે છે.

સત્ય કુદરત છે. માટેજ સત્ય સરળ છે, સહેલું છે, સુગમ છે. કુદરતની વિરુદ્ધ જવું વિકટ છે. પડવું સહેલું છે, ચઢવું અઘરૂં છે. પહાડ પર ચઢવું કેટલું અઘરૂં છે ? એક કુદરત છે, અન્ય કુદરતની વિરુદ્ધ છે.

પણ દુનિયામાં સત્ય સહેલું જણાતું નથી. અસત્ય સુગમ પડે છે: સત્ય દુશ્મન ઉભા કરે છે. સત્યમાં કડવાશ છે. સત્ય મોઘું પડે છે. સત્ય અસભ્ય પણ ગણાય છે. અસત્ય મિત્ર મેળવે છે. અસત્ય મીઠાશ આપી શકે છે. અસત્ય સસ્તું છે. અસત્ય સભ્ય છે. આ શું ખરૂં છે? દેખાવમાં ખરૂં છે. સત્યને દુશ્મનો હોય છે, પણ તે ભીરુ હોય છે, સત્યથી તે ડરે છે, સત્ય તેનાથી નહિ. સત્ય શક્તિ છેઃ અસત્ય અશક્તિ છે. સત્ય ઈશ્વર છે; અસત્ય સેતાન છે. સેતાન તોફાન મચાવે, પણ વિશેષ શું કરી શકે? અસત્ય સત્યને તકલીફ આપી શકે, પણ તેથી કંઈ સત્યનું બળ નરમ પડતું નથી. સત્યમાં કડવાશ છે, પણ સત્ય કડવું નથી. કિવનાઈનમાં કડવાશ છે, પણ તે કડવું નથી. કોણ કહેશે કે કિવનાઈન કડવું છે? કડવું હોય તો પૈસા ખરચીને તમે શા માટે વેચાતું લો છો? એ તમને ઘણું મીઠું છે; માટેજ તમે એની કડવાશને ન લેખવતાં એને લો છો. સડેલા અંગને શસ્ત્રપ્રયોગથી દૂર કરનાર દાકતર કડવાશ વાપરે છે, પણ કેવો મીઠો લાગે છે. તેમ ન હોય તો શું દુઃખ વેચાતું લેવાને તમે તેને પૈસા આપો છો? વસ્તુ જાતે તેના દેખીતા ગુણોથી જુદી પણ હોય છે. તેના આ દૃષ્ટાન્તો. સત્યમાં કડવાશ છે, પણ સત્ય કડવું નથી. સત્ય મોઘું છે. કબૂલ. તે પણ તેવીજ રીતે. કેટલા વેપારીઓ કમાઈવેરો બરાબર ભરે છે? કેટલાં કારખાનાંઓ નિયમ પ્રમાણે વર્તે છે? કેટલા ઉતારૂઓ શહેરમાં જતાં દાણ ભરે છે? શા માટે? એ બધું મોઘું પડે છે. અસત્ય સોંઘું છે, સત્ય મોંઘું છે. છતાં અસત્ય પકડાયું તો તે કેટલું મોઘું પડે છે? શિક્ષા ભરવી પડે છે. વળી અસત્ય પકડાય નહિ માટે ખાસ પ્રયત્ન કરવા પડે છે. ખોટા ચોપડાઓ, લાંચ, છુપામણી વગેરે. આ પ્રયત્ન કરવામાં શક્તિ વાપરવી પડે છે, એ શક્તિની જો ગણતરી કરવામાં આવે ને અસત્ય ચાલુ રાખનારના મનની સ્થિતિનો જો ખ્યાલ કરવામાં આવે તો સત્ય મોઘું છે એમ ભાગ્યેજ કહેવામાં આવશે. દ્રવ્ય ને શક્તિ એ બેની સરખામણી કેમ કરાય?

એ સવાલનો ઉત્તર એ છે કે દ્રવ્ય એ શક્તિનું એક સ્વરૂપજ છે. જે કામ શક્તિ વધારે માગે તે મોઘું, ઓછી માગે તે સોંઘું: અસત્ય વધારે માગે છે, સત્ય ઓછી. સત્ય અસભ્ય છે? છે. પણ સત્યની અસભ્યતા આચારની અસભ્યતા છે; હૃદયની સભ્યતા છે. અસત્યની આથી ઉંધીજ સ્થિતિ છે. ખરૂં જોતાં લાભની દૃષ્ટિથીએ સત્યજ પસંદ કરવા જેવું છે.

સત્ય શા માટે બોલવું? સત્ય કુદરતનું સ્વરૂપ છે; સત્ય ઈશ્વરનું સ્વરૂપ છે, માટે. ચોરે ચોરી કરી. તેની ના કહેતાં એ કુદરતને જુઠી પાડે છે. **થયું ન થયું** કહે છે. સૃષ્ટિમાં કોઈ પણ સ્થળે કુદરતનો ભંગ કુદરત સહન કરતી નથી, શિક્ષા કરે છેજ તો અહીં અપવાદ થશે? કદાપિ ન થાય. ખાવું પીવું ઉંઘવું ને હરવું ફરવું—એ સર્વ તમને કુદરતી રીતે આવશ્યક છે. અનિયમિત રીતે તે કરો. પરિણામ મંદવાડ ભોગવવોજ પડશે. રાત પાછળ દિવસ ને દિવસ પાછળ રાત ચાલ્યાંજ જાય છે. ધારો કે પૃથ્વી જરા આરામ લે, કે ધારો કે સૂર્ય શીતલ બને, પરિણામ કેવું ભયંકર આવે તે કલ્પી શકાશે. કુદરતનો ભંગ થયો તો તેનો ઉપાય પણ કુદરતજ છે—કુદરતનો અન્ય કોઈ નિયમ. કુદરતને શા માટે જુઠી પાડવી! વળી સામાજિક જીવન કેટલીક કબુલાતોને આધારેજ શકય છે; એ કબુલાતો શબ્દોમાં કે કાગળ પર મુકાયલી કબૂલાતો નથી, પણ હૃદયે માની લીધેલી કબૂલાતો છે. સત્ય હું આપું નહિ તો સત્ય મને મળે કેમ? મને તેનો શો અધિકાર છે? હું અસત્ય બોલું તો મારે અસત્યનીજ અન્ય તરફથી આશા રાખવી. પણ વસ્તુસ્થિતિ શી છે? અસત્ય બોલનાર માણસ દુનિયા તરફથી અસત્યની અપેક્ષા રાખતો નથી. ચોરી કરનાર માણસ બીજાઓ એની મિલ્કતને માન ન આપે એવું ઇચ્છતો નથી. આ વિરોધ છે, ને વિરોધ એજ અનીતિ. સત્યનો નિયમ કરી શકાશે, અસત્યનો નિયમ નહિ કરી શકાય, કારણ કે તેમ કરવામાં તેને વિરોધ નડશે, ને જે નિયમ નથી તે નીતિ નથી.

સત્યના ઉપાસકો માત્ર સત્યનેજ ચાહે છે. સત્ય, કેટલાક, માબાપ, સગાસંબંધી, મિત્રો, કે રાજ્યના અધિકારીઓના ડરથી બોલે છે. કેટલાક તેમને ખુશ કરવા, ને કેટલાક તેમની ખુશામત ખાતર બોલે છે. સત્ય કેટલાક સત્યની માત્ર ટેવથી બોલે છે. કેટલાકને સત્યનો શોખ પડી ગયો હોય છે. કેટલાક સત્યવક્તાની આબરૂ મેળવવા કે જાળવવા સત્ય બોલે છે. થોડેવત્તે દૂર આ બધા સત્યને હજી ઉમરે છે. સત્યના દિવ્ય મંદિરમાં સત્યને સત્ય તરીકે ચાહનારજ પ્રવેશ કરે છે. એવો માણસ હમેશ ને હરકોઈ સ્થિતિમાં સત્ય પાળી શકે છે. સત્ય લાભ આપો વા હાનિ આપો, પસંદ પડો વા ન પડો, માન આપો વા અપમાન આપો, સરલ હો વા વિકટ હો તે તે બાબતો તેને મન છેજ નહિ. અન્તે દ્રવ્ય, પ્રીતિ, માન ઇત્યાદિ વસ્તુઓ સત્યની ખુશામત કરતી જાય છે. સત્યનો તેમના પર આધાર નથી, તેમનો સત્યના પર છે. સત્યનો ઉપાસક માત્ર સત્યનીજ દરકાર રાખે છે. તે પોતે કુદરત છે માટે કુદરતના એક અંગ—સત્યને તે ચાહે છે. જો લાભ કે પ્રીતિની એ આશા રાખે છે તો માત્ર એના કર્તા, ઈશ્વરનીજ પ્રીતિની એ આશા રાખે છે. એનીજ પ્રીતિને અર્થે એનું સત્ય છે.

એવો માણસ દુનિયાને પણ પ્રિય હોવોજ જોઈએ. દુનિયા હજી સુધરતી છે—ઈશ્વર તરફ એ જાય છે. સેતાની અંશો એમાં છે. તેથી દેખીતી રીતે ને પરિચિત સ્થિતિમાં કદાચ સત્ય દુનિયામાં અપ્રિય પણ થાય છે. તોપણ અન્તે પ્રિય થવુંજ જોઈએ, પ્રિય છેજ એ શ્રદ્ધાને આધારે આપણું જીવન છે.

# પ્રેમ

પ્રેમ જીવન છે. જીવન પ્રેમ છે. વિજ્ઞાન શીખવે છે કે જીવન કલહ છે. સૃષ્ટિમાં જીવ જીવને મારે છે ને સૃષ્ટિનો નિર્વાહ થયો જાય છે. મનુષ્યના શરીરમાં પણ અનેક જંતુઓ એકબીજાનું ભક્ષણ કરે છે. કુદરતમાં પશુપક્ષિઓ એક બીજાનો સંહાર કરે છે. સંસારમાં બળવાન્ નબળાને દબાવી પોતાનો નિર્વાહ કરે છે. વ્યાપાર કલહ છે, વ્યવહાર કલહ છે, જીવનમાં કલહ છે—જીવન કલહ છે એમ વિજ્ઞાનવાદીઓ કહે છે. હું કહું છું જીવન પ્રેમ છે, ને પ્રેમ જીવન છે. જો જીવન કલહ છે તો તે કલહનો ટકાવ પણ પ્રેમજ કરે છે. પ્રેમ વિના કલહનું પણ જીવન નથી. ખરૂં છે કે જીવ માત્ર અન્ય જીવોનો સંહાર સ્વાર્થ ખાતર કરે છે. પણ શું સ્વાર્થ પણ એક જાતનો પ્રેમ નથી? અલબત તે પ્રેમ હલકી જાતનો પ્રેમ છે. છતાં તે પ્રેમ છે. પ્રેમ છે ત્યાંજ તેનો ટકાવ છે.

જીવનની કઈ ઉચ્ચ વસ્તુ પ્રેમ વિના સાધ્ય છે? અને કદાચ સાધ્ય હોય તોપણ શું? પ્રેમના પવિત્ર પોષણ વિના કર્ત્તવ્યનું શુષ્ક વૃક્ષ ક્યાંએ સૂકાઈ જશે અથવા સૂકાઈ નહિ જાય તો ચીમડાઈ જશે. પ્રેમથી કરેલું કર્ત્તવ્ય તેજ ખરૂં કર્ત્તવ્ય છે. કેટલાકોનું માનવું એવું છે કે કર્ત્તવ્ય માત્ર કર્ત્તવ્યબુદ્ધિથીજ કરવું જોઈએ, લાગણી કે પ્રેમથી તે કરવામાં આવે તેટલે અંશે તે રોગિષ્ઠ છે. દરદી તરફ પ્રેમથી સેવા કરનાર માણસ ને શુષ્ક કર્ત્તવ્યબુદ્ધિથી સેવા કરનાર માણસ એ બે વચ્ચે બીજો તેમને મને ઉચ્ચતર આદર્શ સાધે છે. ધારો કે દર્દી તરફ જોવું પણ ન ગમે એવી દર્દીની સ્થિતિ હોય છતાં માત્ર કર્ત્તવ્યબુદ્ધિથી કોઈ તેની સારવાર કરે. અને ધારો કે કોઈ બીજો માણસ તેવા દર્દીની પ્રેમથી સારવાર કરે. આ બેમાં ઉચ્ચતર કોણ? વિકટ કામ કદાચ પહેલો કરે છે, છતાં ઉચ્ચતર આદર્શ બીજો સાધે છે. જ્યાં પ્રેમ છે ત્યાંજ ઉચ્ચતર કર્ત્તવ્ય થવા સંભવ છે ને ત્યાંજ કર્ત્તવ્યબુદ્ધિ

દીર્ઘકાળ સુધી ટકી રહેવા સંભવ છે. પ્રેમ વિનાની કર્ત્તવ્યબુદ્ધિ અનેક વિઘ્નોથી ક્ષીણ થશે; પ્રેમવાળી કર્ત્તવ્યબુદ્ધિ અનેક વિઘ્નોમાં બળવત્તર થતી જશે.

પ્રેમ વિના ઘણું કરવામાં આવે છે, છતાં શું સારૂં કરવામાં આવે છે? ગુરુશિષ્યનો સંબંધ તપાસો. જ્ઞાનના ભંડાર જેવા શિક્ષકો શિષ્યો પ્રતિ તિરસ્કાર કે શુષ્ક કર્ત્તવ્યની બુદ્ધિ રાખે તો તેનું ફળ કેવું આવે? શિષ્યને શુષ્ક જ્ઞાન નથી જોઈતું. તે તેને કદાપિ આપી શકાય એ શકયજ નથી. તેને ગુરુની વ્યક્તિ તરફથી મળતું જ્ઞાન જોઈએ છે. એવું જ્ઞાનજ સરલતાથી સંપાદન કરાય છે. એવું જ્ઞાનજ દીર્ઘકાળ ટકી શકે છે. પ્રેમ વિના કયો ગુરુ શિષ્યનું અંતર ભેદી શકશે? તે જ્ઞાન **બતાવશે**, પણ **આપી શકશે નહિ**. દાક્તર ને દર્દી, એનો સંબંધ જુઓ. ઘણાએ દાક્તરો એવા હોય છે કે દર્દી પોતાનો જાણે કેદી છે એમ તેઓ માને છે. દર્દી પણ તેમની પાસેથી જાય છે ત્યારે એમ માને છે કે કેદખાનામાંથી છૂટયો. દર્દીને જાણે જંગલી માણસ તરીકે તેઓ ગણે છે. "તમે શું સમજો?" "તાવ કેટલો છે તે તમારે શું કામ છે?" "દરદનું નામ"—"તમારે તેમાં મન ન ઘાલવું." "સમજયો, કહેવાનું કહેવાઈ ગયું, વધારે બકવા ન કરો" ઇત્યાદિ સુંદર શબ્દોનું શ્રવણ કરી દર્દીને ચાલતા થવું પડે છે. આની વિરુદ્ધ કેટલાક દાકતરો એવા પણ હોય છે કે માબાપ કે ભાઈબહેનની પેઠે દર્દીને દરેક દરેક સવાલ પ્રેમથી પૂછે છે, તેનું કહેવું બધું સાંભળે છે, તેના તરફ દયાભાવ દર્શાવે છે, ને તેનું અડધું દર્દ પોતાની સમભાવની વૃત્તિથીજ મટાડે છે. પહેલા પ્રકારના દાકતરો દર્દ ખસેડે તોએ શું? તેઓ દર્દીની ખરી રીતે જોતાં સેવા તો નથીજ કરતા. ઘણુંખરૂં તો ઉત્તમમાં ઉત્તમ દાક્તરો પણ જો તે પ્રકારના હોય તો તેમને વિજય બહુ દુર્લભ નીવડે છે.

પ્રેમ એ જીવનની રમત છે, જીવનનો આરામ છે. જીવનમાં કર્તવ્ય છે, ગંભીરતા છે. છતાં વ્યાયામને અન્તે આરામની જરૂર છે. તેમ કર્તવ્યને અન્તે ગમ્મતની પણ જરૂર છે. વ્યાયામમાં પણ ગમ્મત હોય તો તે વ્યાયામ

ઉત્તમતાથી થાય છે. તેમ કર્તવ્યમાં પણ પ્રેમ હોય, રમત હોય, ગમ્મત હોય તો તે કર્ત્તવ્ય ઉત્તમતાથી થાય છે.

કલાપી કવન કરે છેઃ—

હર્ષ શું ઝિન્દગીમાં ને હર્ષ શું હોત મૃત્યુમાં,
પ્રેમના રંગથી જો ના રંગાયું વિશ્વ હોત આ !

આ વાસ્તવિક છે. અને હર્ષ વિના દુનિયામાં શું ટકે છે ?

પ્રેમને બળે નિરાધાર બાળક જીવવા ને મોટું થવા પામે છે. પ્રેમને બળેજ સમાજ ને કુટુંબના કલહના પ્રસંગોનું સહન થાય છે. પ્રેમને બળેજ વિકટ કાર્યો કરાય છે. કઈ વિજ્ઞાનની શોધો પ્રેમ વિના શકય છે ? કેટલીક શોધો માટે માણસો કેટલો બધો શ્રમ ઉઠાવે છે? શા માટે ? તે શોધો માટે તેમને પ્રેમ છે. કેટલા બધા મનુષ્યો યુદ્ધપ્રસંગે પોતાના જીવને નિર્માલ્ય વસ્તુ ગણી પોતાની ફરજ બજાવે છે ? શા માટે ? તેમને તેમના દેશને માટે પ્રેમ છે તે માટે. માત્ર દ્રવ્યને લીધે કામ કરનારાઓ કટાકટીને વખતે ભાગ્યેજ ટકી શકે છે ને ટકે તોએ શિક્ષાના ભયથી કે પ્રશંસાના લોભથી. તે ભય, તે લોભ દરેક પ્રસંગમાં ટકી શકતાં નથી ને જ્યાં તેનો નાશ થયો કે તેને આધારે થતું કામ અદશ્ય થઈ જાય છે.

---

## આશા

આશા અમર છે. આશા મીઠી છે. આશામાં માણસ જીવે છે. આશા એજ જીવનની ચાવી છે.

આશા સર્વેને હોય છે. આશા બાળકને હોય છે, આશા મોટાંને હોય છે, આશા રાયને હોય છે, આશા રંકને હોય છે, આશા સ્ત્રીને હોય છે, આશા પુરુષને હોય છે.

મનની ધારેલી બધી વસ્તુઓ માણુસ પાર પાડી શકતો નથી. નિષ્ફળ થતાં તે દિલગીર થાય છે. દિલગીરીની શરદીથી જ્યારે એ દબાઈ ગયો હોય છે ત્યારે આશાની ઉષ્ણુતા એનો ટકાવ કરે છે. ભૂત બગડયું, ભવિષ્ય તારા હાથમાં છે. શા માટે એ સારૂં નહિ નીવડે? નીવડશે એવી શ્રદ્ધા એ આશા.

વળી પોતાનું ધાર્યું કરી શકનાર માણુસ પણુ આશાથી રહિત નથી હોતો. એને વધારે કરવાની આશા થાય છે. આશાના વાતાવરણમાંજ આપણે રાત દિવસ રહીએ છીએ.

આશા અસંતોષમાં શાન્તિ આણે છે. આશા આપો ને સૌ કોઈ સંતુષ્ટ થશે.

આશામાં ઉદ્યોગ છે. આશામાં ઉત્સાહ છે. નિરાશામાં આલસ્ય છે. નિરાશામાં મંદી છે. આશાના ઉમળકા કોને અજાણ્યા છે? નિરાશા કોને નથી લથડાવતી?

આશાને આરોગ્ય સાથે ગાઢ સંબંધ છે. આશાને ઉમ્મર સાથે પણુ સંબંધ છે. સારી તંદુરસ્તીવાળો માણુસ જીવનને આશામય જોશે. નબળો, રોગિષ્ઠ, ચીમડાયલો માણુસ બળેલોઝળેલો રહેશે. યુવાવસ્થામાં માણુસ સૌથી વધારેમાં વધારે આશા રાખશે. તે અવસ્થા સારા વિચારો, સારી ભાવનાઓ, સારા આદર્શોની છે. **બન્યું** તે વખતે હજી થોડું છે, **બનવાનું** હજી બહુ છે. બગડયું પણુ તે વખતે થોડું હોય છે, ને હોય તે સુધારવાને રસ્તા પણુ ઘણા છે. યુવાવસ્થામાં કલ્પનાની સૃષ્ટિ ઘણી મોટી હોય છે. જેમ જેમ વર્ષો વધતાં જાય છે તેમ તેમ **બની ગયું** વધારે હોય છે ને **બનવાનું** થોડું થોડું થતું જાય છે. વળી બગડયું સુધારવાના રસ્તા પણું અમુક હદ પછી બંધ થાય છે. આશાને ઉત્તેજિત કરવાની તે વખતે આવશ્યકતા છે.

આશા કલ્પનાને આધારે રહે છે. દરેક કલ્પના કંઈ સારી આશા કે આશા ન કહેવાય. હવાઈ કિલ્લા બાંધવા એનું નામ આશા નહિ. આશા કલ્પના પાયા પર જોઈએ.

આશાનું ક્ષેત્ર વિસ્તીર્ણ રાખનારને નિષ્ફળતા બહુ ઓછી મળે છે. એકજ વસ્તુની આશા રાખનારને તે ન મળતાં મરવા જેવું લાગે છે, તેનું આખું જીવન બગડી જાય છે. દુનિયા પર તેને તિરસ્કાર ઉત્પન્ન થાય છે. તે નિસ્તેજ બને છે. તે આળસુ બને છે, અન્તે તે દુ:ખી ને કેટલીકવાર અનીતિમાન્ બને છે. પણ આશા જેને જાત જાતની હોય છે તેને જુદાજ પ્રકારનો અનુભવ મળે છે. તેની એક નહિ તો બીજી, બીજી નહિ તો ત્રીજી, ત્રીજી નહિ તો ચોથી આશા ફળીભૂત થાય છે. તેમ થયે તે સંતુષ્ટ થાય છે. વળી એ તો જાણે દુનિયાનો કંઈ અચાનક નિયમજ છે કે જેને માટે માણસની અતિપ્રબલ આશા હોય છે તે વસ્તુ ઘણુંખરૂં તેનાથી દૂર રહે છે. તેવે પ્રસંગે તે નહિ તો તેનાથી ઉતરતી પંક્તિની અન્ય આશા અચાનક રીતે પણ ફળીભૂત થશે. તેમ થયે સંતોષ મળે છે. માટે આશાનું ક્ષેત્ર જેમ મોટું તેમ સારૂં.

આશાને જીવનના આદર્શો સાથે ગાઢ સંબંધ છે. સાધારણ રીતે આશાવાદ સ્વીકારનાર માણસનેજ આદર્શો સારા સૂઝશે. આશા નહિ તો આદર્શ શા માટે! આદર્શ વિનાના જીવનમાં મનુષ્યત્વ કરતાં પશુત્વ વધારે છે. ખાવું પીવું ને મોજશોખ મારવી એ તો પશુઓને પણ પ્રિય છે. પણ આપણી શક્તિને વિષે ઉચ્ચ વિચાર ધરાવવા, કર્યું ને કરી શકીએ એ બેની વચ્ચેનો વિરોધ જોવો, ને એ વિરોધ જોયા પછી જેમ બને તેમ ઓછો કરવા પ્રયત્ન કરવો એમાંજ મનુષ્ય જીવનની મઝા છે. મનુષ્યત્વની ખીલવટનો આધાર એ ખીલવટ પર છે. જેણે એ વિરોધ સૌથી વધારે જોયો છે, ને એ વિરોધ દૂર કરવાની જેને સૌથી વધારે ઇચ્છા હોય છે તેજ કંઈ કરી શકે છે.

આશાવાદી માણસ થવાનો પ્રયત્ન દરેકે કરવો એ ઇષ્ટ છે. આશા સ્વભાવજન્ય છે. શારીરિક બંધારણ પર તેનો આધાર છે. છતાં તે કેટલેક અંશે કેળવી પણ શકાય છે. આનંદી સ્વભાવ આશાનું સૌથી વધારે પોષણ કરે છે. આનંદ આપનારી વસ્તુઓના હમેશ સમાગમમાં રહેવા છતાં પણ કેટલાકોને આનંદ નથી મળી શકતો. તેઓએ કૃત્રિમ રીતે પણ આનંદ મેળવવો એવો જેનો દૃઢ નિશ્ચય હોય તેવો માણસ લાંબે સમયે આનંદી પણ બની શકે છે. આનંદી મિત્રો, આનંદ ઉત્પન્ન કરે એવાં પુસ્તકો, આનંદનું સાધારણ વાતાવરણ હમેશ ઇષ્ટ છે. જેનામાં સૌથી વધારે આશા હોય એવાઓનો સમાગમ કંઈક પણ લાભજ કરશે.

કોઈ પણ યુવકનું મૃત્યુ થવાથી તેનાં સગાંસ્નેહીઓને અત્યંત દિલગીરી થાય છે. થાય; સ્વાભાવિક છે. તે દીલગીરી સ્નેહીના નાશને લીધે ઉત્પન્ન થાય છે. સ્નેહનું એક પાત્ર જવાથી દિલગીરી થાયજ. પણ તે દિલગીરીનું ખરૂં કારણ ને તે દિલગીરી માત્ર સગાંસ્નેહીને નહિ પણ આખી દુનિયાને થવાનું કારણ જુદુંજ છે. તે બહુ સબળ છે. કોઈ પણ યુવકનું મૃત્યુ એટલે આશાનું મૃત્યુ, કોઈ પણ યુવકનું મૃત્યુ એટલે આદર્શોનું મૃત્યુ, કોઈ પણ યુવકનું મૃત્યુ એટલે દુનિયાની પ્રગતિનું મૃત્યુ છે. આજે જે આશામાં છે તે કાલે બનાવમાં થશે, આજે જે થવાનું છે તે કાલે થયું થશે. આજે જે આદર્શ છે તે કાલે સિદ્ધ વસ્તુ થશે. કોણ ના કહેશે કે યુવકનું હૃદય આશાનું પવિત્ર મંદિર છે? એ મંદિરનો નાશ! હા! કેવો મોટો નાશ! કેટલા બધા પૂજકો એથી દિલગીર થશે!

આશા આશાને પોષે છે ને નિરાશાને છેદે છે. નિરાશા હમેશ નિરાશા ઉત્પન્ન કરે છે. નજીવી બાબતોમાં પણ આશાવંત બનો. નિરાશાથી હમેશ દૂર રહો.

# ચન્દ્રિકા

ચન્દ્રિકા કોને શાન્તિદા નથી! ચન્દ્રિકા કોને આનંદપ્રદ નથી! ચન્દ્રિકા કોને સુખકર નથી! ચન્દ્રિકાના કબજામાં કુદરત ને મનુષ્ય શીતલતા પ્રાપ્ત કરે છે. ચન્દ્રિકાના કબજામાં કુદરત ને મનુષ્ય નવીનતા ને રમ્યતા પ્રાપ્ત કરે છે. સૂર્યના પ્રખર તાપથી તપ્ત કુદરત ચન્દ્રિકામાં વિશ્રામ લે છે. દિવસના શ્રમ ને કંટાળાથી પીડિત મનુષ્ય ચન્દ્રિકામાં આરામ લે છે.

સંજોગો આવા આરામને અનુકૂલ છે. અત્યારે કુદરત નિવૃત્તિમાં છેઃ કુદરત પણ ઉંઘે છે. અત્યારે કોઈ પ્રકારની ભાંજગડ નથી, તેટલાજ માટે અત્યારે એ ઘડી કુદરતને નીહાળવાનો ને તેનો શુદ્ધ આનંદ મેળવવાનો ખરેખરો સમય છે. છતાં કેટલા મનુષ્યો ચંદનીમાં ફરવાની વખતોવખત લ્હેજત લે છે. બહુજ થોડા. શાન્ત આનંદ પ્રાપ્ત કરવાની આ તકે આપણે ઘરમાં ભરાઈ રહીએ છીએ. એટલુંજ નહિ પણ રાત્રે બહાર નીકળવાની વિરુદ્ધ આપણા વિચારો એટલે દરજ્જે ગયા છે કે **નિશાચર** એ શબ્દનો અર્થ સુદ્ધાં પરાપૂર્વથી અનર્થ માત્રનો સૂચક બન્યો છે. એવા સુધારાનો નાહક બોજો ફેંકી દેવો ને પછી જોવું કે આનંદ ક્યાં છે, પવિત્રતા ક્યાં છે, શુદ્ધતા ક્યાં છે; બધું ત્યાં છે. અત્યારે કુદરતમાં વિવિધતા ને ચિત્રતા વધારે જણાય છેઃ કારણ, અત્યારે નાનામોટાં વૃક્ષોની છાયા તે તે વૃક્ષોનાં કરતાં પણ વધારે આકર્ષક બને છે. અત્યારે ટેકરીઓ ને ડુંગરો પર દૂરથી શ્વેત ને શ્યામ રંગની જાળીઓ એવી સુંદર જણાય છે ને એવી નજર ખેંચનારી નીવડે છે કે દિવસે તેવું કશું હોતું નથી, અત્યારે નદી નાળાંઓના વહેતાં પાણીમાં પાણી નહિ પણ મૂર્તિમંત સૌંદર્ય વહે છે, અને તેના જલપટ પર શીતલ પ્રકાશ ને કિનારાનાં વૃક્ષોની છાયાઓ માંહ્યોમાંહ્ય શુદ્ધ ક્રીડન કરે છે ને મનુષ્યને શરમાવે છે કે છે આવાં નિર્દોષ ક્રીડનો તમારામાં? અત્યારે તળાવોમાં આસપાસની કુદરત કે આસપાસની વસ્તુઓ

એવી સચોટ રીતે પ્રતિબિમ્બિત થાય છે કે એક સુંદરમાં સુંદર છબીમાં પણ તેવું ભાગ્યેજ થાય. અત્યારે શ્વેત વસ્તુઓ શ્વેતતર બને છે, ને આંખોને ભાગ્યેજ આનંદ આપ્યા વિના રહે છે. અત્યારે શાન્તિ હોવાથી કર્ણેન્દ્રિયને પણ અનુપમ આનંદ મળી શકે છે, કારણ અત્યારે નદીમાં ઝીણો ખળખળાટ, તે મધુર સ્વરવાટ છે. અત્યારે કઠોર અવાજ કાઢનારાં પશુપક્ષિઓને બદલે મૃદુ અવાજ કરનારાં પક્ષિઓનાં ગાણાંઓ સંભળાય છે. અત્યારે શીતલતા છે, તેને લીધે જે કંઈ સાદ સંભળાય તે સાધારણ રીતે મધુર બને છે. વળી ઘ્રાણેન્દ્રિયને પણ અત્યારે જોઈતી તૃપ્તિ મળી શકે છે; અત્યારે બાગબગીચા ને વૃક્ષવૃન્દ માત્ર કંઈક સંમિશ્રિત અવ્યક્ત મધુર સુવાસ અર્પે છે. અત્યારે ઇન્દ્રિયો માત્ર સતેજ થાય છે. છતાં અત્યારે કેટલા કુદરતને નીહાળે છે!

બહાર નીકળવાની વાત તો ઘેર ગઈ, પણ ઘેર બેઠાએ કેટલા મનુષ્યો આઘે પાછે જુએ છે! બાકી ઉંચુ જોયું તોએ તેમને વગર પૈસે સુંદર દેખાવ નજરે પડશે. ચંદ્રિકાની વત્તીઓછી ખિલવટ પ્રમાણે આકાશમાં ઓછાવત્તા પ્રકાશમાં અસંખ્ય તારાઓ અનુપમ તેજવાળી અસંખ્ય રત્નકણિકાઓની પેઠે મોહક લાગે છે. તેનો ચળકાટ શીતલ હોવાથી ને આકાશમાં સર્વત્ર છૂટક છૂટક હોવાથી આંખને દૂર—દૂર—સુદૂર એવો ખેંચે છે કે તે દેખાવ વિશ્વની અનન્તતાનો આપણને સાક્ષાત્કાર કરાવે છે, સૃષ્ટિમાં ભવ્યતા છે તેનું તે ભાન કરાવે છે. આ રત્નખચિત ભવ્ય છત્રના દેખાવ જેવું દિવસે ભાગ્યેજ કશુંએ જોવામાં આવે છે. મન કે શરીરને ગમે તેટલો થાક લાગ્યો હોય છતાં બે ઘડી અગાસીમાં બેસી ચન્દ્રિકાથી વીંટળાઈ જનાર કયો મનુષ્ય પોતાને સુખી નથી અનુભવી શકતો?

ગાયન હમેશાં રાત્રે વધારે મધુર લાગે છે; ચંદનીમાં તે વિશેષ મધુર લાગે છે. ગરબાના રિવાજને હું ઘણોજ પસંદ કરૂં છું. કમનસીબે તે શિથિલ થતો જાય છે. ઉચ્ચ વર્ગની સ્ત્રીઓ તેમાં વધુ ને વધુ ભાગ લે

ને સંસ્કારી વર્ગોને તેનો આનંદ અનુભવાવે તો તેટલો સમય સંસારમાં સ્વર્ગ કોને પ્રાપ્ત નહિ થાય? પણ ગાયન અધમ વર્ગોમાં ગયું છે, ને તે માટે જોઈતી શુદ્ધ ભાવનાઓને બદલે ખાસ કરીને અધમ વર્ગોમાં અશુદ્ધ ભાવનાઓ ઘર કરી બેઠી છે. સંગીત છે ત્યાં તેના ભોક્તા શુદ્ધ નથી, ને ભોક્તા છે ત્યાં સંગીત નથી. વ્યવસ્થિત ગરબાઓને માટે તેવા સમાજો જોઈએ. તે થાય તો સ્ત્રીપુરૂષને, ને ખાસ કરીને સ્ત્રીઓને આનંદનું પવિત્ર સાધન પ્રાપ્ત થાય; ને તેદ્વારા સંસ્કારી જીવન વધારે સંસ્કારી બનાવી શકાય, ધર્મ ને નીતિનું ઉત્તમ એકીકરણ કરી શકાય, ને પડી ભાંગેલું જુનું સંગીત આપણાં ગૃહોને ફરી સુધારે ને પ્રજાકીય ભાવનાઓને જાગ્રત્ કરે. આવા સ્ત્રીસમાજો સંગીતથી ચન્દ્રિકાને હજાર દરજ્જે વધારે મધુર બનાવી શકશે.

પણ આ બધી વસ્તુઓને માટે જે જોઈએ છે તે કુદરતનો પ્રેમ છે. ખુલ્લામાં બહુ જવાય નહિ, રાત્રે હરાયફરાય નહિ, મોટેથી ગવાય નહિ–ખાસ કરી પુરુષોના સાંભળતાં, એવા શિષ્ટ વિચારો કૃત્રિમ છે, તેની કૃત્રિમતા હાનિકારક છે. આપણને કુદરતી વસ્તુઓ જોઈએ છે; શિષ્ટતાના ખોટા વિચારોનો ત્યાગ થવો જોઈએ. કુદરતી આનંદોમાં શરમ કેવી!

હું ઇચ્છું છું કે આપણે બધાજ ચન્દ્રિકામાં ભટકીએ. હું ઇચ્છું છું કે ચંદનીમાં રમતગમતના પ્રસંગો આપણા સમાજમાં વધે. હું ઇચ્છું છું કે માણેકઠારીનો આનંદ માત્ર ખાવાપીવામાંજ પરિપૂર્ણ ન થાય પણ તે ને તેવી અન્ય રાત્રીઓએ સંસ્કારી આનંદો વિવિધ બને. હું ઇચ્છું છું કે ચન્દ્રિકાની "સૌંદર્ય, શીતલતા, મનોહરતા વિષે સ્પર્ધા" સહુ કોઈને આકર્ષક નીવડેઃ ચન્દ્રિકા સહુ કોઈને પ્રિય થાય!



# નિદ્રા

નિદ્રા કેટલા કલાક જોઈએ એ પ્રશ્નનો ઉત્તર બેનજામિન ફ્રેન્કિલને એવો આપ્યો હતો કે "પુરુષને માટે છ કલાક, સ્ત્રીને માટે સાત કલાક, ને મૂર્ખને માટે આઠ કલાક." માણસ કંઈ ઘડિયાળ જેવું યંત્ર નથી કે તેને ચાવી આપવામાં આવે કે અમુક કલાક કામ કરેજ. બધી ઘડિયાળો પણ એક સરખા વખત સુધી નથી ચાલી શકતી. તો જીવંત પ્રાણી યંત્રની પેઠે વર્તે એ ન સંભવે. તો નિદ્રાના સંબંધમાં આવો ટુંકો ને સચોટ ઉત્તર નજ આપી શકાય. એટલુંજ નહિ પણ સામાન્ય રીતે માણુસ સાતેક કલાકની નિદ્રા જરૂરની ગણે છે. જેને વધારે નિદ્રા આવશ્યક હોય તે વધારે ઉંઘે તો તેથી કંઈ તે મૂર્ખપદ પ્રાપ્ત કરતો નથી, ને જે ઓછી નિદ્રા લે તે માત્ર તેટલા માટે મૂર્ખત્વથી વિમુક્ત થતો નથી.

સામાન્ય રીતે ઘણાખરાનું વલણ જોઈએ તે કરતાં વધારે નિદ્રા લેવાનું વિશેષ હોય છે. એ ઇષ્ટ નથી. મનની આરોગ્ય પ્રવૃત્તિઓ માટે તે તંદુરસ્ત જોઈએ, તેણે પૂરતો આરામ લીધેલો હોવો જોઈએ. આરામ ઓછો લેવામાં આવે ને નિદ્રાનો સમય અણઘટતો ટુંકાવવામાં આવે તો વિચારો ગુંચણભરેલા આવશે, કામ કરવા તરફ વલણ નહિ રહે, ને જે કામ કરવામાં આવશે તે પણ બોજારૂપ થશે. સંભવિત છે કે આવી સ્થિતિ વધારે લંબાવાય તો મન તેની સમતા ખોય, ને માણસ કદાચ ગાંડપણુ પણ ધારણ કરે. ઘણા વિદ્યાર્થીઓ પરીક્ષાના દિવસો પાસે આવે ત્યારે રાત્રે મોડા સુઈ સવારે વહેલા ઉઠે છે. તેનાં પરિણામ પણ તેઓ ભોગવે છે. સાધારણ ને હમેશના પરિચિત પ્રશ્નોના પણ તેમનાથી ખરા ઉત્તર અપાતા નથી, ને કેટલીક વાર ઉંઘના નિયમના ઉલ્લંઘનને લીધેજ તેઓ આવી રીતે તેમની ભવિષ્યની જિંદગી બગાડે છે. જેમ ઓછી ઉંઘ તેમ વધારે ઉંઘ પણ હાનિકારક છે. પણ ઓછી ઉંઘના કરતાં વધારે ઉંઘ ઓછી હાનિકારક છે. તેમાં શારીરિક તબીયત બગડવાનો કે માનસિક ગુંચવણો પેદા

થવાનો ભય નથી, છતાં મનને શિથિલ બનાવવાનો ભય તો છેજ. આ ભય જોઈએ તે કરતાં બહુજ વધારે ઉંઘ લેવાથી હયાતીમાં આવે છે.

ત્યારે જોઈએ તેટલી ઉંઘ કેટલી ગણી શકાય? આ પ્રશ્નનો ચોક્કસ ઉત્તર આપી શકાય નહિ. એ વાત દરેક માણસના શારીરિક બંધારણ, તેના ધંધારોજગારમાં તેને વેઠવો પડતો શ્રમ, ને તેની ટેવો પર આધાર રાખે છે. તોપણ સામાન્ય રીતે સાતથી આઠ કલાક વધુમાં વધુ બરાબર ગણી શકાય.

જેમ બને તેમ ઉંઘના કલાકો ઓછા કરાય તો તે દરેક માણસે ઇચ્છવાજોગ છે, ખાસ કરીને જીવનમાં આટલી બધી વિકટતા આધુનિક સમયમાં વધી પડી છે ત્યારે. કારણકે જે કલાક આપણે ઉંઘનો ઓછો કરી શકીએ છીએ તે કલાક આપણા જીવનમાં ને જીવન માટેના આપણા પ્રયત્નોમાં આપણે વધારી શકીએ છીએ. દિવસનો એક કે દોઢ કલાક જો માણસ આમ બચાવી શકે તો સંભવિત છે કે તેને ઘણો લાભ થાય.

જેવી રીતે ઉંઘના કલાકોને વિષે છે તેવીજ રીતે તે કયારે લેવી તે પણ જુદા જુદા ઉત્તરો પૂરા પાડે એવો પ્રશ્ન છે. કેટલાક વહેલા સુઈ વહેલા ઉઠનારા છે, કેટલાક મોડા સુઈ વહેલા ઉઠનારા છે. મોડે સુધી જાગી શકવું કેટલાકને અશક્ય છે, વહેલા ઉઠવું કેટલાકને તેવુંજ અશકય છે.

વહેલા ઉઠનારાઓ વધારે તંદુરસ્તી ભોગવવાનો સંભવ ધરાવે છે, જો કે એ વિષે નિયમપૂર્વક કંઈ કહી શકાય નહિ. મોડી રાત સુધી જાગનારા ને કામ કરનારા માણસો પોતાના થાકેલા શરીર પાસે કામ લે છે, તેથી તંદુરસ્તી ખોવાનો ભય ધરાવે છે. વહેલા ઉઠનારાઓને એક મોટો લાભ મળે છે ને તે મોડા સુનારાઓને મળતો નથી. જે સમયે બીજા લોકો હજી તો પથારીમાં આળસ મરડતા હોય તે સમયે વહેલા ઉઠનારાઓનું અર્ધો દિવસનું કામ પુરૂં થયું હોય છે. પ્રાતઃકાલના ચારથી છના બે કલાકોમાં જે શાન્તતાથી, જે સ્ફુર્તિથી, ને જે ઉમંગથી કામ થાય તે દિવસના

બીજા ભાગમાં થવું તેટલું સહેલું નથી. મન ઉંઘ લીધા પછી તે સમયે કામને માટે તાજુંજ હોય છે, ને એટલું દેખીતું છે કે શ્રમિત મન જે કામ ઘણા વખતમાં કરે અથવા કરીજ ન શકે, તે કામ તાજું મન બહુ થોડા સમયમાં કરી શકે છે.

પણ આ વાત નિયમિત રીતે બધાનેજ લાગુ પડે છે એમ કહેવું વધારે પડતું છે. કેટલાક ધંધારોજગારવાળાઓ, વિચારકો, કવિઓ મોડી રાત સુધી બેસવાનું વધારે પસંદ કરે છે. તેમની સ્ફુરણાઓ તેમને મોડી રાત્રે વધારે અનુકૂલ પડે છે. આને અપવાદરૂપ વિચિત્રતાજ ગણી શકાય.

એટલું નક્કી છે કે મોડી રાત સુધી કામે બેસનાર માણસ વહેલા ઉઠી કામ કરનાર માણસના જેટલી સરળતાથી નિદ્રા ભોગવી શકતો નથી. મન આરામની સ્થિતિમાં હોય ત્યારે નિદ્રા જલદીથી આવી શકે છે. તેટલા માટે રાત્રે માનસિક શ્રમ ઓછો લેનાર માણસને નિદ્રા જલદીથી પ્રાપ્ત થાય છે. તેને ઉંઘ માટે બૂમ ઓછી પાડવી પડે છે.

નિદ્રા મેળવી મેળવાતી નથી, જો કે તેમ કરવાને કેટલાક કૃત્રિમ ઉપાયો છે. ઉંઘની ખાસ દવાઓ છે ને તેનો વૈદ દાક્તરો ઉપયોગ કરે છે. માણસો ખાનગી રીતે પણ ઉપયોગ કરે છે. આ ખાનગી રીતે થતો ઉપયોગ હાનિકારક છે. દવા વિનાના કેટલાક કૃત્રિમ ઉપાયો છે. પથારીમાં પડ્યા પડ્યા આંખ બંધ કરી એક બે ત્રણ એમ અંકોની ગણતરી કર્યાથી અથવા તો “એક ઘેટાનું ટોળું કોઈ દરવાજામાંથી જતું કલ્પ્યાથી” કે “કોઈ શબ્દો ફરી ફરીને મનમાં બોલ્યાથી” ઉંઘ આણી શકાય છે એમ માનવું છે, ને તે કેટલાકને અનુભવસિદ્ધ પણ છે. અજમાવ્યાથી અનુભવસિદ્ધ કરી શકાશે પણ ખરૂં. પણ હમેશ એવી યુક્તિ નહીં નીભે. તેમ કરવામાં મન એકાગ્ર થાય છે ને તેથી ઉંઘ આવે છે; પણ જો તે તે વિચારો પર જોઈએ તેથી સહજ પણ વધારે ભાર મુકાઈ ગયો તો યત્ન નિષ્ફળ થાય છે, ને મન જાગ્રત્ રહે છે. સહેલામાં સહેલો ઉપાય એ છે કે મનમાંથી દરેક

વિચારને દૂર કરવો. તોજ જલદીથી ઉંઘ આવી શકે. કેટલાકને તે શક્ય હોય છે ને કેટલાકને તે શક્ય નથી હોતું. એક નહિ તો બીજો વિચાર તેમનું મન રોકતોજ રહે છે, કારણ કે છેક વિચારશૂન્ય સ્થિતિ તેમને અસંભવિત હોય છે. તેમને માટે કોઈ એક સાધારણ વસ્તુ મનમાં આણી તેને વળગી રહેવાની યુક્તિ બહુધા આબાદ નીવડે છે. છતાં પણ આવી કૃત્રિમતાના કરતાં કુદરતી રીતે, ટેવથી જે કામ સાધી શકાય છે તે વધારે સારી રીતે થાય છે: તેવી રીતની ઉંઘ વધુ પસંદ કરવાની છે.

મીઠી ને નિયમિત કલાક નિદ્રા મેળવવી હોય તો તેને માટે ઉત્તમ માર્ગ એકજ છે કે નિયમિત કલાકે પહેલી રાતેજ માણસે સુવું. એવો પ્રયત્ન જ્યાં કરવા માંડયો કે તે સફળ પણ થશે ને જોઈતી ટેવ પણ પડશે. એટલે સુધી કે નિયમિત સમય નિદ્રા લેનારની આંખ એની મેળેજ અમુક કલાકે ઉઘડશે. એને ઘડિયાળના એલાર્મ-ટકોરીની જરૂર નહિ પડે. એને ઉઠાડનારની જરૂર નહિ પડે. એને કૃત્રિમ બળે ઉઠવાની જરૂર નહિ પડે. કુદરતજ એની ઘડીઆળની ટકોરી થશે, કુદરતજ એને ઉઠાડશે, કુદરતજ એને સહાયક બનશે. વળી એવો માણસ જેટલો સમય નિદ્રા લેશે તેટલો સમય ગાઢ નિદ્રા લેશે. સ્વપ્નાં એને હેરાન નહિ કરે, અથવા ભાગ્યેજ કરશે. નિદ્રાવિહીન કેટલાક કલાકો એને પથારીમાં નહિ આળોટવું પડે. એની નિદ્રા ભાગી તૂટી નહિ, પણ ગાઢ હોશે.

વધારે વખત પથારીમાં પડનારાઓને આરામ નથી મળતો ને ઉઠયા છતાં પાછા સુવાનું મન થાય છે તેનું કારણ એજ છે કે તેઓ ભાગીતૂટી નિદ્રાજ પ્રાપ્ત કરી શકે છે. કયાં તો તેમને કેટલોક સમય ઉંઘ આવતી નથી કે કયાં તો તેમને સ્વપ્નાંઓ હેરાન કરે છે કે કયાં તો અર્ધનિદ્રિત સ્થિતિજ તેમને આખો સમય રહે છે.

દિવસે ઉંઘનારાઓને રાત્રે ઉંઘ સારી નથી આવતી એનું કારણ આથી સમજાશે. એક વાર પણ મનને આરામ મળી ચૂકયો હોય તો અન્ય

વાર તે આરામ જલદીથી કેમ લેશે? તો પણ દિવસે થોડોક સમય નિદ્રા લીધાથી ઘણાકોને આરામ અજબ મળી શકે છે, ખાસ કરી ખાધા પછી થોડોક સમય ઉંઘનારાઓને.

નિદ્રાને કેટલાકો મનુષ્યની નબળાઈ તરીકે આલેખે છે. જાણે નિદ્રામાં મનુષ્યનું મર્ત્યત્વ તેઓ જોય છે. પણ જો નિદ્રા દેહધર્મને અંગે આવશ્યક છે તો એને શા માટે હલકી દૃષ્ટિથી જોવી જોઈએ?

ઉંઘો ને આરામ ભોગવો, આરામ ભોગવો ને કામ કરો. દિવસ પછી રાત એમ એક પછી બીજી આ સ્થિતિ ચાલી જવાની, ને તે ઇષ્ટ છે.

નિદ્રાનું બળ જબરૂં છે. એ કોઈનેજ છોડતી નથી. એટલુંજ નહિ પણ એ ઉચ્ચનીચને ને રાયરંકને સમાન કરનારી છે. શૂરમાં શૂર માણસ પણ નિદ્રાના પંજામાં કંગાલમાં કંગાલથી ભાગ્યેજ જુદો પડી શકશે.

નિદ્રા જાત જાતની હોય છે. જેમ શારીરિક તેમ માનસિક પણ તે હોય છે. નિદ્રા એક માણસને જેમ તેના પંજામાં લે છે તેમ સમાજને કે પ્રજાને પણ લે છે. ઇતિહાસ આનો પ્રબળ પુરાવો આપશે. જાપાન દેશે લાંબો સમય નિદ્રા લીધી પણ હવે તે તેણે વર્જી છે. એક સમય ગ્રીસ ને રોમ દુનિયામાં આગળ પડતા દેશો હતા; હવે તે સાધારણ પદ ભોગવે છે, અર્દ્ધનિદ્રિત સ્થિતિ ભોગવે છે. હિંદુસ્થાન હાલમાં નિદ્રાજ લે છે એમ આપણે કહી શકીએ; તેમાં સામાજિક, આર્થિક, ધાર્મિક, નૈતિક ચેતન નહિ જેવુંજ છે, અથવા નથીજ. જેમ શારીરિક કરતાં માનસિક નિદ્રા ઉતરતી તેમ અમુક વ્યક્તિ કરતાં સમાજની નિદ્રા ઉતરતી છે. તમે નિદ્રા લો તે તમને આવશ્યક હોય તેટલી ભોગવો. પણ તે આરામ પુરતીજ છે એ ધ્યાનમાં રાખો. તોપણ તમે માનસિક શિથિલતા તો નજ થવા દેશો. માનસિક નિદ્રા, નિવૃત્તિ, શિથિલતા હમેશ ત્યાજ્ય છે. જો તે છે તો સામાજિક નિદ્રા તેથી પણ વધારે ત્યાજ્ય છે. એક આખા સમાજની નિદ્રા કરતાં વધારે હાનિકારક અન્ય શું હોઈ શકે?

---

## પુસ્તકો

મુદ્રણકળાને બળે પુસ્તકોની સંખ્યા આકાશના તારાઓ જેવી અગણિત થઈ છે. પણ સંખ્યા ને ગૌરવ એ બે જુદીજ દિશાઓમાં વધતાં જણાય છે. આ કંઈક સ્વાભાવિક છે. લેખક થનારાઓ અનેક ઉદ્દેશથી લેખક થાય છે. કીર્તિપૂજકો, દ્રવ્યપૂજકો, મતપ્રવર્તકો, આનંદપ્રિય સેવકો, સત્યનિષ્ઠ સાહિત્યભક્તો એમ અનેક પ્રકારના સાહિત્યના સેવકો હોવાથી સાહિત્ય ખેડવામાં તેમના ઉદ્દેશો પણ વિવિધ ને ચઢતાઉતરતા હોય છે. લેખકના નામની પવિત્રતા થોડી જળવાય છે. લેખનનો મુખ્ય ઉદ્દેશ બહુ થોડા અનુસરાય છે.

જે મહાન્ કર્તાએ આ સુંદર સૃષ્ટિ બનાવી છે તેની કીર્તિનો ફેલાવો કરવો ને સમાજની સેવા કરવી એજ જ્ઞાન સંપાદન કરવાનો, જ્ઞાન પ્રતિપાદન કરવાનો ખરો આદર્શ હોવો જોઈએ. કેટલાં પુસ્તકોમાં આ ઉદ્દેશ જળવાયો જણાય છે? બહુજ થોડાં. એવાં પુસ્તકો અમૂલ્ય છે.

સારાં પુસ્તકોનું સતત પરિશીલન કરનાર માણસ નીતિમાન્ બને છે. પરિશીલન કરનાર એટલે માત્ર ઉપરચોટીઆ વાંચનાર નહિ, પણ નિર્મળ મન રાખી વાંચેલાનું નિદિધ્યાસન કરનાર. સ્વચ્છ સરોવરમાં જેમ આસપાસની કુદરત પ્રતિબિમ્બિત થાય છે તેમ સ્વચ્છ–નિષ્કપટી મનમાં સદ્વિચારોની છાપ પડે છે. એ છાપ એવી સચોટ હોય છે કે પુસ્તકોના વાચનથી વિચાર સાથે આચાર પણ ઘણા માણસોના સુધરી જાય છે. આમાં આશ્ચર્યજનક કશું નથી. કારણ કે વિચાર એ આચારની શરૂઆત છે.

પુસ્તકો સન્મિત્રોની ગરજ સારે છે. પુસ્તકોની જેને મૈત્રી હોય છે તેને જંગલમાં પણ મંગળ થાય છે. પુસ્તકો સાચા મિત્ર છે. આપણા મિત્રો આપણને ખુશ કરવા તરફની વૃત્તિ વિશેષ રાખે છે, કડવું મનવનારા ને સાચું ભાખનારા મિત્રો બહુજ જવલ્લે મળે છે. પણ પુસ્તકોમાં તો હમેશ

જે લખાણું તેજ વંચાણું થાય છે. આપણે ખુશ થઈશું કે દિલગીર, આપણે ધનાઢ્ય છીએ કે ધનહીન, આપણે સત્તાધીશ છીએ કે સત્તાવિહીન, આપણે મોટા છીએ કે નાના તેની લેશ પણ પરવા વિના આ મિત્રો હમેશ એકજ વાત આપણને કહી શકે છે.

પુસ્તકો અસંખ્ય હોવાથી પુસ્તકની પસંદગી દરેક માણસને આવશ્યક રીતે કરવી પડે છે. નીચ ભાવનાઓનું પોષણ કરી, અનિષ્ટ આનંદમાં નિમગ્ન કરાવી, વાચકની અધોગતિ કરનારાં પુસ્તકો તો હમેશ વર્જ્યજ છે. તે ગમે તેટલાં રસિક હોય તોપણ ત્યાજ્ય છે. એમ ન સમજવું કે તેમાંનો રસ ઝીલી શકી તેમાંના રહસ્યનો આપણે બહિષ્કાર કરી શકીશું. સંગતિ-દોષ હમેશ લાગવાનોજ. સ્પેન દેશની એક કહેવત કહે છે: " વરૂઓમાં રહો ને તમે ઘુરકતાં શીખશો." અસાધુ પુસ્તકોને સેવો ને તમે અસાધુ બનશો.

સાધુ પુસ્તકો બે પ્રકારનાં વર્ણવી શકાય: ઉપયોગી પુસ્તકો ને આદર્શ-પૂર્ણ પુસ્તકો, ઉપયોગી પુસ્તકોનું વાચન ઇષ્ટ છે, પણ તે ઉપયોગ પૂરતુંજ. જેટલે અંશે ઉપયોગ તેટલે અંશે વાચન. આદર્શપૂર્ણ પુસ્તકોનું વાચન, પુનઃ વાચન, પુનઃ પુનરપિ વાચન—મનન, પુનર્મનન, પુનઃ પુનરપિ મનન મનુષ્યને પોતાની સંસ્કૃતિ માટે ઘણું આવશ્યક છે. અમૃત ગમે તેટલું લેવામાં આવે તોએ તેથી સંતોષ નથી થતો અને જેમ જેમ વધુ લેવામાં આવે તેમ તેમ વધુ લાભ મળે છે. તેવીજ રીતે આદર્શપૂર્ણ પુસ્તકોના અહર્નિશ સેવન વિષે પણ છે. કહેવામાં આવે છે કે સંતોષમાં પરમ સુખ છે. હું કહુંછું ઠીક છે. પણ એક વસ્તુમાં મનુષ્યે કદાપિ સંતુષ્ટ ન બનવું જોઈએ; એક અસંતોષ હમેશ ઇષ્ટ છે. એ અસંતોષ જ્ઞાનનો, પુસ્તકપરિશીલનનો, ઉત્તમ લેખકો પ્રતિ આપણી ભક્તિનો અસંતોષ છે. એ અસંતોષ સદા વધારવા લાયક છે. એવો અસંતોષ સેવો ને સંતોષ તમને પ્રાપ્ત થશે. એવો અસંતોષ ચાલુ રાખવા માટે જે ભાગ્યશાળી પુરુષે પોતાને જોઈતાં પુસ્તકો શોધી કાઢ્યાં છે તેણે હમેશ પોતાના સુખની સામગ્રી તૈયારજ રાખી છે. તેવો માણસ આનંદી

રહે છે. દિલગીરી તેનાથી ડરે છે. તેવો માણસ પોતાને તવંગર માને છે. નિર્ધનતા તેને દબાવી શકતી નથી. સદ્વિચારોનું ધન તેને વધારે પ્રિય છે; કારણ કે તેને બળે તે પોતાનું માન, પોતાની સ્વતંત્રતા, પોતાનું પોતાપણું સાચવી શકે છે, જે ધનીઓને પણ બહુ વિકટ છે.

---

## ઇતિહાસ

મનુષ્યજીવનનું રહસ્ય પ્રવૃત્તિ, ક્રિયા, પુરુષાર્થ છે. તેની આવશ્યકતા ક્રિયામાં છે. તેનો ઉદ્દેશ ક્રિયા છે. ઇતિહાસનું બીજ, ઇતિહાસનું રહસ્ય પણ ક્રિયા છે: તેની આવશ્યકતા ક્રિયામાંજ છે, તેનો ઉદ્દેશ પણ ક્રિયા છે. આમ હોવાથી ઇતિહાસનો વિષય મનુષ્યને ઘણો ઉપયોગી છે. તે તેને રસ આપે છે તેનું કારણ આ વાતમાંજ છે.

ઇતિહાસ એટલે બનેલા બનાવોનો હેવાલ. તે હેવાલ માત્ર રાજાઓની વંશાવલિ નથી, રાજકુટુંબોના જીવનનો હેવાલ નથી, રાજખટપટોની અટપટી વાતોનું એકીકરણ નથી, લડવૈયાઓનાં યુદ્ધોનું વર્ણન નથી. તે તે છે, પણ તેજ નથી. પ્રજાના નૈતિક, ધાર્મિક, રાજકીય, આર્થિક, સામાજિક ઇત્યાદિ અનેક દૃષ્ટિબિન્દુએ જણાતા સમગ્ર ચિત્રવિચિત્ર પ્રજાજીવનનું બુદ્ધિપૂર્વક સમજાવાતું એ વર્ણન છે. તેટલા માટેજ ઇતિહાસ ઉપદેશનો મહામંત્ર છે: ઉપદેશોનો ઉપદેશ, ઉપદેશકોનો ઉપદેશક છે, પ્રાચીન તરફથી અર્વાચીન સમયોને મળતો અમૂર્ત વારસો છે. દરેક આગળ થઈ ગએલી પ્રજા તેની પછીની પ્રજાને કર્મરૂપ અબોલ બોલોમાં–શાન્ત શબ્દોમાં ખરેખરો જીવન-સંદેશ આપે છે. એ સંદેશ, ઇતિહાસ.

ઇતિહાસની ઉપયોગિતા એટલી બધી છે ને એવી સર્વમાન્ય છે કે ઘણી વાર એમ કહેવામાં આવે છે કે ઇતિહાસ અનુભવથી શિખવાતું તત્ત્વ-

જ્ઞાન છેઃ સત્ય વસ્તુ શી છે તે ઇતિહાસના પટ પર દેખાઈ આવે છે. આ વિશ્વની રંગભૂમિ પર અનેક પ્રકારનાં નાટકો ખેલાય છે. તેમાં સ્વાર્થી ને શક્તિમાન્ પુરુષો અનેક પ્રકારના આભાસો ઉત્પન્ન કરી શકે છે. ધર્મ, નીતિ, રાજનીતિ—એ સર્વમાં સ્વાર્થ ને પક્ષને બળે કેટલાક ધર્મગુરુઓ, નીતિપ્રવર્તકો, રાજનીતિજ્ઞો પોતાના વિચારો ખરા કરાવી શકે છે. રાજ્ય રાજ્ય વચ્ચેનાં યુદ્ધોમાં બળવાન્ રાજાઓ ને સેતાનીઓ બહુધા ધાર્યું કરી શકે છે, નીતિ કરતાં પણ બળની, ન્યાય કરતાં અન્યાયની મહત્તા સ્થાપી શકે છે. રાજાઓ રાજસત્તાને આધારે ખોટા ધર્મો પણ પ્રવર્તાવી શકે છે. તે બધી વાતોના દાખલાઓ દેશવિદેશના ઇતિહાસોમાં મોજુદ છે. પણ વિચાર કે વર્તનની કોઈ પણ ખોટી પદ્ધતિની ઉત્તમ ટીકા **તેનો પોતાનોજ ઇતિહાસ** છે. ઇતિહાસ ટીકાકાર છે, ઇતિહાસ વિવેચક છે, ઇતિહાસ સુધારક છે. સમકાલીન પુરુષો સ્વાર્થ કે પક્ષને બળે જે ભૂલો જોઈ શકતા નથી તે પાછળથી સહેલથી જોવામાં આવે છે. વખત જતાં દરેક ખોટો વિચાર, દરેક ખોટો ધર્મવિચાર, નીતિવિચાર, કે રાજતંત્રવિચાર ઉચ્છેદિત થાય છે ને સત્ય પ્રકાશમાં આવે છેઃ સત્યજ ટકે છે, સત્યજ વિજયી થાય છે. અન્તે ઇતિહાસના પડદાપર તત્ત્વવસ્તુજ દર્શન દે છેઃ ઇતિહાસ તત્ત્વદર્શન છે.

પણ આ કેટલાકને કદાચ શક પડતી વાત લાગશે. ઘણાંએ જુઠાણાં ઇતિહાસમાં શું નથી જોવામાં આવતાં? ઇતિહાસનાં પુસ્તકોમાં જે જે લખાયું હોય છે તે શું સત્યજ હોય છે? આ શંકા સ્વાભાવિક છેઃ અને દુનિયામાં તો લખાણું તે વંચાણું, ખરી હકીકતો જો લખાઈ નહિ તો વંચાય પણ ક્યાંથી? લાંબે સમયે તે જણાય પણ ક્યાંથી? ઇતિહાસનાં પુસ્તકો ખાસ ખોટાં તૈયાર પણ શું નથી કરાવાતાં? ને જે પુસ્તકો ખરાં લખાય તે દબાવી પણ શું નથી શકાતાં? આ શંકાઓ સ્વાભાવિક છે. નેપોલીઅન બોનાપાર્ટના શબ્દોમાં: "ઇતિહાસ એટલે શું? સર્વેને માન્ય થએલી કલ્પિત કથા". ખોટી વાતો બધા સ્વીકારે

તો તે ઇતિહાસને નામે ઓળખાય એમ આ કથનનો આશય છે. આમજ જો હોય તો ઇતિહાસમાં તત્ત્વદર્શનની આશા વ્યર્થ છે. પણ આ સંભવિત નથી. આ વિશ્વમાં જુઠાણું ઉભું કરી શકાય છે ખરૂં, છતાં ખુબીની વાત એ છે કે એવાં જુઠાં નાટકોનો પણ સૂત્રધાર એકજ છે, ને તે સર્વશક્તિમાન્ છે. હકીકતો ખોટી પાડી શકાય, ખોટાં રૂપોમાં રજુ કરી શકાય, સ્વાર્થી વાતો દબાવી શકાય, પક્ષનો વિજય મેળવી શકાય, ને તે બધું સર્વ માન્ય કરાવી પણ શકાય. એ બધું બને, છતાં સમકાલીન યુગોમાંજ બને. લાંબે વખતે તેનું બળ તૂટી જાય. ક્રિયા ને પ્રતિક્રિયાનું બળ સરખુંજ છે. જેટલા ઉત્સાહથી સત્ય છુપાવવામાં આવ્યું હોય તેટલાજ ઉત્સાહથી કોઈ અણધારેલા સમયમાં કોઈ ઇતિહાસકાર તેને પ્રકાશમાં આણી શકે છે. વળી બળાત્કારે કબુલાવેલા ધર્મ, નીતિ, રાજતંત્રના વિચારોનો નાશ તે બળાત્કારમાંજ છે. બળાત્કાર આત્મઘાતક છે. બળથી સ્થાપિત થએલો કયો ધર્મ, કઈ રાજનીતિ, કયો વિચાર ચિરસ્થાયી રહ્યો છે ? બદલાનો નિયમ મનુષ્યજીવનમાં તેમ પ્રજાજીવનમાં ન્યાય સ્થાપવામાં અચૂક મદદ કરે છે. ખોદો ને તમે પડશો: જે કરશે, તે ભરશે: જેવું વાવો, તેવું લણો—એ નિયમ સર્વવ્યાપક છે, તેમાં આપણી અચળ શ્રદ્ધા છે, ઇતિહાસ તેનો પુરાવો છે, ઇતિહાસ તે સ્વરૂપ છે, માટે ઇતિહાસ તત્ત્વદર્શન છે.

કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે ઇતિહાસ જીવનચરિત છે. ઇતિહાસ જીવનચરિત છે. શા માટે? બનાવો મનુષ્યના હાથમાં છે તેટલા માટે. ફ્રાન્સનું રાજ્યપરિવર્તન સમજવું હોય તો આપણે શહેનશાહ નેપોલીઅનનું જીવનચરિત જોઈશું. તે જીવનચરિતથી તે સમયનો ઇતિહાસ ઉકલાયો છે. અમેરિકા દેશના સ્વાતંત્ર્યનો ઇતિહાસ જોવો ને વૉશિંગટનનું જીવનચરિત જોવું એ બે એકજ છે. કોઈ પણ સમયનો પૂરેપૂરો ઇતિહાસ જોવા માટે તે સમયના સર્વ મહાન્ પુરુષોનાં જીવનચરિતો જોવાં. તે જીવનચરિતોથી તેમના સમયના બનાવો નિર્ણીત થતા જણાશે. આમ ઇતિહાસને જીવનચરિત

સમજાવી શકાય. પણ અહીં પ્રશ્ન એ ઉઠે છે કે જીવનચરિત ઉપરાંત બીજાં તત્ત્વોથી ઇતિહાસ નિર્ણીત થાય છે ખરો કે નહિ? જો તેમ હોય તો ઇતિહાસ જીવનચરિત છે એમ કેમ કહી શકાય? ઇતિહાસ તપાસતાં માલૂમ પડશે કે યુદ્ધોમાં વિજય કે પરાજય દેશોની ચઢતી કે પડતી, એમ મોટા બનાવો પણ હમેશ કંઈ મનુષ્ય પ્રયત્નથીજ નક્કી થતા નથી, દૈવ, નિયતિ, કંઈક અચાનક તત્ત્વ, અણધાર્યો વસ્તુસંયોગ, ગમે તે શબ્દ વાપરો, પણ મનુષ્ય-પ્રયત્નથી અસાધ્ય કંઈક એવું છે ખરૂં કે તે ઇતિહાસના મોટા મોટા બનાવોમાં પણ અણીને પ્રસંગે સારી કે નરસી દિશામાં પરિણામ આણી શકે છે. અજય્ય સ્પૅનિશ નૌકાબળનો પ્રખ્યાત પરાજય, વૉટરલૂના ક્ષેત્ર પર નેપોલીઅનની હાર એ બેજ બનાવો આ અપવાદ સ્થાપવાને પૂરતા છે. વળી દરેક દેશમાં મનુષ્યપ્રયત્નની હદ તેની આબોહવા, ભૂગોળદૃષ્ટિએ તેની સ્થિતિ, તેનો પાછલો ઇતિહાસ—એવી વસ્તુઓથી પણ બંધાય છે.

છતાં ઇતિહાસ જીવનચરિત છે. માત્ર જીવનચરિત શબ્દનો અર્થ જરા જુદી દૃષ્ટિએ જોવો. જ્યાંસુધી આપણા જીવનની વાતો સાથે ઇતિહાસના બનાવોની સરખામણી આપણે કરી નથી ત્યાંસુધી ઇતિહાસ આપણે સમજ્યા નથી. ઇતિહાસ કલ્પનામાં અનુભવવો જોઈએ. જે બનાવો, જે વિચારો આપણા પોતાના જીવનમાંના નાના રૂપમાં તેવા બનાવો, તેવા વિચારો તરફ આપણું લક્ષ ન દોરી શકે તે બનાવો, તે વિચારો છે તે નથી જેવા છે. તેનો ઇતિહાસ તે ઇતિહાસ શા કામનો?

આમ આત્મલક્ષી દૃષ્ટિએ જોવાયલો ઇતિહાસજ ઉપયોગી છે. બાકી તો દુનિયાની હજારો હકીકતો જાણી તોએ શું ને ન જાણી તોએ શું? શા માટે સ્મરણશકિતને ખોટી તસ્દી આપવી જોઈએ?

ઇતિહાસ ઇતિહાસ ઉત્પન્ન કરે છે. દરેક વીર પુરુષ કે દરેક વીરાંગના-નું ચરિત વીરત્વ પ્રેરે છે. વીરત્વમાં લોહચુંબક જેવી શક્તિ છે. તેમાં

સદ્વર્તનનું આકર્ષક બળ છે. જે જે વિચારો, જે જે ભાવનાઓ, જે જે શૂરાતનો આપણા જીવનમાં પ્રતિબિમ્બિત થયાં તે તેથી ઇતિહાસનો અભ્યાસ સાર્થક થયો, ને ઇતિહાસનું અસ્તિત્વ પણ સાર્થક થયું એમ ગણી શકાય. ઈશ્વરી અંશો ઇતિહાસમાં ગુપ્ત છે. ઇતિહાસના આત્મલક્ષી અભ્યાસથી, ઇતિહાસને આપણા જીવનસાથે ગ્રથિત કર્યાથી આપણા ને આપણી પ્રજાના જીવનનાં નિયામકતત્ત્વો સચેતન થાય છે. જ્યારે એમ બને છે ત્યારેજ દુનિયાની ગતિ માત્ર ગતિ ન રહેતાં પ્રગતિ થાય છે. બાકી તો ઘણીએ વાર ઇતિહાસનું પુનરાવર્તન થાય છે, ને પુનઃ પુનરાવર્તન પણ થાય છે. એવું થાય ત્યારે પ્રગતિ અસંભવિત બને છે.

જે ઉત્તમમાં ઉત્તમ ઇતિહાસ થઈ શકે તે સર્વદેશીય ઇતિહાસ હોવો જોઈએ. સર્વગ્રાહી દૃષ્ટિબિન્દુથી તપાસતાં—સર્વે દેશોના ઇતિહાસો સરખામણીમાં તપાસતાં જે અગત્યનો પ્રશ્ન ઉદ્‌ભવવો જોઈએ તે એ છે કે "દુનિયામાં એક પણ દિશામાં ખરી પ્રગતિ થઈ છે ખરી કે નહિ? વિશ્વચેતન કેવી રીતે સ્ફુટ થાય છે?" એ બોધક પ્રશ્ન છે, પણ તે દૃષ્ટિએ હજી એકકે સફળ ઇતિહાસ લખાયો નથી. તેવો ઇતિહાસ લખનાર લેખક વિરલજ પુરુષ હોઈ શકે. દુનિયાના બનાવોની પાછળ કઈ પ્રકારની **બુદ્ધિ**, કયો **ન્યાય**, કેવી **શક્તિ** છુપાયલી છે તેનું શોધન ને તેનું સ્ફુટીકરણ એ પ્રશ્ન કંઈ જેવોતેવો પ્રશ્ન નથી. ખરૂં જોતાં એ તત્ત્વજ્ઞાનના ઇતિહાસનો પ્રશ્ન છે. જે ઇતિહાસમાં એ આવે તે ઇતિહાસ ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન એ સર્વ વિષયોનું મધ્યબિન્દુ થઈ શકે. તેનાથી સર્વ વિષયો પર પ્રકાશ મેળવી શકાય. પણ હાલ તેવા ઇતિહાસનો વિચાર માત્ર કલ્પનાજ છે.

# શિખામણ

"શિખામણ! શિખામણ સિવાય બધુંજ. પણ શિખામણ નહિ." આ પ્રમાણેના ઉદ્દગારો ખુલ્લી રીતે કે છુપી રીતે કેટલા બધા માણસો કાઢે છે; ને તે કાઢેજ, કાઢે તે સ્વાભાવિક છે. શિક્ષામણ દેવી સર્વેને રુચે છે, ને લેવી બહુજ થોડાઓને. પણ છેક એવું નથી. શિખામણ અપ્રિય થાય છે તેનું ખરેખરૂં કારણ કંઈ શિખામણ લેવા માટે લોકોની અરુચિ છે એમ નથી, પણ શિખામણ આપનારાઓને તે આપતાં આવડતું નથી તે છે. શિખામણ આપતાં પણ આવડવું જોઈએ છે, તે આપવાની આવડત છે, જાણે ખાસ કળા છે.

દુનિયા ડહાપણથી ધરાઈ ગઈ છે, છતાં દુનિયામાં ડહાપણ દાખલ કરવા માટે જોઈએ તેટલો અવકાશ છે. હા. ડહાપણથી દુનિયા ધરાઈ છે એ ખરૂં છે. "હું કહું છું કે તમે સુધરો, તેમાં તમારૂં શ્રેય છે, તેમાં ઈશ્વર રાજી છે," એવાં વચનો સામે તો એવાજ પડઘા મળશે કે "અમે કહીએ છીએ કે અમારે નથી સુધરવું, અમારે જેવું શ્રેય છે તેવું ચાલશે, ઈશ્વરને કંઈ તમેજ ઓળખો છો? પહેલાં તમેજ તમારૂં સુધારો, પછી શિખામણ." એટલુંજ નહિ પણ શિખામણ ઘણીવાર યદ્વાતદ્વા, ગમે તેમ, વધારે પડતી આપવામાં આવે છે, ને તેથી યોગ્ય રીતે તે આપનારાઓને દુનિયા "ડાહ્યાપૂર્ણાંક એક દ્વિતીયાંશ" (!) તરીકે સંબોધે છે. એવા ડાહ્યા પૂર્ણાંક એક દ્વિતીયાંશ માણસોથી દુનિયા હમેશ દૂર રહે છે. તોપણ કોણ કહેશે કે ડહાપણ દુનિયાને જોઈતું નથી? ડહાપણ તરીકે—ફિલસુફી તરીકે તે તેને નથીજ જોઈતું. છતાં દુનિયા ડાહ્યા ને સુશીલ પુરુષોની દાસ થઈને રહે છે, તેમને જાતજાતનું માન આપે છે, ને પૂજનીય પણ ગણે છે. કંઈ પ્રજામાં જ્ઞાનવીર પુરુષો પૂજાતા નથી? જ્ઞાન નથી જોઈતું એમ નથી, પણ જ્ઞાન તરીકે જ્ઞાન નથી જોઈતું.

"તમે આમ કરો" એમ કહ્યું કે ઉત્તર એવો મળવાનો કે "અમે તેમ

નહિ કરવાના." "આ સ્થળે ગંદકી ન કરવી"એમ લખ્યું હોય છે ત્યાં ખાસ ગંદકી હોય છે. જો અમુક સ્થળ સ્વચ્છ રાખવું હોય તો એક જુદો પ્રયોગ કરવો. એમ ન લખવું કે "આ સ્થળે ગંદકી ન કરવી"—"આ દિવાલ પર કાગળ ન ચોડવા", પણ એમ લખવું કે "આ સ્થળે ગંદકી કરતા જજો", "આ દિવાલ પર કાગળો ચોઢયા વિના આગળ ન જવું." "તમે કહ્યું માટે નહિ"—એમ હુંપદ દુનિયામાં ચોગરદમ છે, ને તે નાનામોટા, રાયરંક, સ્ત્રીપુરુષ સર્વેને છે. માટેજ શિખામણના રૂપમાં શિખામણ ફત્તેહ પામતી નથી.

નીતિનું પ્રત્યક્ષ શિક્ષણ સારૂં કે પરોક્ષ સારૂં એ પ્રશ્ન ઘણી વાર ચર્ચાય છે. તેમાં જાતજાતની દલીલો તરફેણ ને વિરુદ્ધમાં આણવામાં આવે છે. શિક્ષણ પ્રત્યક્ષ થયું કે શિખામણના રૂપમાં થયુંજ, ને તેટલા માટે તે પ્રત્યક્ષ નજ જોઈએ એમ આ વિષય પરથી સમજાશે.

જગત્ માયાસ્વરૂપ છે. માયાનો માયાંથીજ ઉત્તમ રીતે છેદ થાય. છલને છલજ હરાવે. શિખામણના રૂપમાં શિખામણ કરતાં સ્વાર્થના રૂપમાં શિખામણની વાત કરવામાં આવે તો તે સૌને પસંદ પડે છે. "દારૂ ન પીશો, કારણ કે તેથી તમારા દ્રવ્યની ખરાબી થાય છે, તમે અનીતિમાં દોરવાઓ છો, તમે અધર્મ કરો છો" ઇત્યાદિ ઇત્યાદિ વચનોથી કેટલા માણસોએ આ બદીનો ત્યાગ કર્યો? તેને બદલે તેમને એમ કહેવામાં આવે કે "દારૂ ન પીવો કહેનારા મૂર્ખ છે. શા માટે નહિ? એમાં કંઈ અનીતિ નથી, અધર્મ નથી પણ એટલું જોવું કે તમે જે શોધો છો તે તમે મેળવો છો. તમે લ્હેજત માટે તેમ કરોછો, પણ તે મેળવવાની શક્તિ તે પદાર્થથી ધીમે ધીમે ઘટે છે, લ્હેજત જાય છે, લ્હેજત મળતીજ નથી" એવા કંઈક સ્વરૂપમાં વાત કરવામાં આવે તો આપણા મહેરબાન દારૂડીઆઓ તમને સાંભળવાની તસ્દી લે, બાકી તો તેમનાં કર્ણવિવર મજબુત રીતે બંધજ હોય છે. એમના થઈને જ્યારે એમને જીતાય ત્યારેજ, બાકી જીતવાનું કામ બહુજ વિકટ છે.

સામાજિક સુધારાઓની બાબતમાં વ્યક્તિઓના સુધારાઓ જેવુંજ છે. "તમારો સમાજ બગડેલો છો, તેમાં અમુક અમુક સુધારાઓ જોઈએ, માટે મારૂં માનો "–એવાં વચનોથી કેટલા સુધારકોને ફત્તેહ મળી છે? "તમે બહુજ સારા છો, તમારૂં પ્રાચીન કેવું સુંદર હતું, તમારા પૂર્વજો કેવા ઉન્નત હતા, માટેજ તમારે તેવા હોવું જોઈએ" એવી રીતે સ્વમાનની લાગણી ઉશ્કેરી કે પછી જોઈ લેવું. પછી શિખામણ કડવાશ ખોય છે, એટલે શિખામણજ જાણે રહેતી નથી, ને માત્ર સાધારણ વિચારોના રૂપમાં આવતી હોવાથી ગ્રાહ્ય થવા સંભવ ધરાવે છે.

પણ ક્યાં છે એવા ખરી રીતે શિખામણના દેનારા? આજકાલ તો સૌને મુરબ્બીપદ ઇષ્ટ છે. સૌને ગુરુ થવું ગમે છે. અધિકાર! અધિકારની વાત નહિ. જેને કંઈ ન આવડે તેને મહેતાજી થતાં આવડે એમ ઘણીવાર કહેવાતું સાંભળવામાં આવે છે. મહેતાજીનું કામ આગળ કરતાં હવે ઘણું વિકટ થઈ ગયું છે. કારણ કે મહેતાજીથી મરાય નહિ, મહેતાજીથી ગોખાવાય નહિ, ને મહેતાજીથી પદ્ધતિ વિના શિખવાય નહિ, એટલે તેવી રીતે કામ કરવાની લાયકાત તો તેનામાં જોઈએજ. માટે સૌ કોઈ મહેતાજી થઈ શકે એમ કહી મહેતાજીનો ધંધો હલકો દર્શાવવામાં આવે છે તે મત યોગ્ય નથી. પણ મહેતાજીનો ધંધો નહિ કરનારા છતાં મહેતાજીપદ સ્વીકારવાને રાજી એવા કેટલા બધા માણસો આ જગતમાં વસે છે! તેમને માટે ઉપલું કથન સત્ય છે ખરૂં—કે જેનું કંઈ ન ચાલે, તેનું શિખવવામાં ચાલે. સૌ કોઈ એમ માને છે કે શિખામણ દેવાને હું લાયક છું—જગતનો ગુરુ થવાને હું યોગ્ય છું. એવા ગુરુઓને માટે એટલુંજ કે "પ્રથમ તમે તમારા ગુરુ થાઓ, પ્રથમ તમે તમારા મુરબ્બી થાઓ, એટલે દુનિયા ખુશીથી તમારૂં પદ સ્વીકારશે."

---

## સંસ્કૃતિ

જે સમાજ જંગલીપણામાંથી છૂટો થાય તેને સંસ્કૃત સમાજ કહેવાય. "જંગલી", "અનાર્ય", "અશિષ્ટ", "અસભ્ય", "અનાચારી", "આચરણરહિત", "અણકેળવાયલો" એ બધા શબ્દો "સંસ્કૃત"ના વિરોધી છે. સુધરેલો સમાજ, આર્ય સમાજ, સભ્ય સમાજ, સદાચારી સમાજ કેળવાયલો સમાજ, એ બધા સમાજો સંસ્કૃત સમાજ એ શબ્દથી નિર્દિષ્ટ થશે. સુધારો એ શબ્દ જ્ઞાતિ અથવા સમાજનો સુધારો કે ધર્મનો સુધારો નજર આગળ જલદીથી ખડો કરે છે; ભાષામાં એ શબ્દનો અર્થ સંકુચિત નથી, છતાં સંકુચિત સૂચન કરે છે. આર્ય શબ્દ અમુકજ સમાજને વધારે સહેલથી લાગુ પડે છે, ને તેથી "આર્યત્વ" નો અર્થ પણ સંકુચિત રહે છે. "સભ્ય" ને "સદાચારી" એ શબ્દો નૈતિક ભાવનાવાળા વિશેષ છે. અંગ્રેજીમાં જેવો Civilization શબ્દ છે, તેવો એકકે રૂઢ શબ્દ ગુજરાતી ભાષામાં નથી. "સંસ્કૃત સમાજ" એ શબ્દો વિસ્તીર્ણ અર્થવાળા છે. જે જંગલી નહિ પણ સુધરેલો, જે અનાર્ય નહિ પણ આર્ય, જે અશિષ્ટ નહિ પણ શિષ્ટ, જે અસભ્ય નહિ પણ સભ્ય, જે અનાચારી કે આચારરહિત નહિ પણ સદાચારી, જે અણકેળવાયલો નહિ પણ કેળવાયલો સમાજ હોય તેને સંસ્કૃત સમાજ કહી શકાય, ને તેની સ્થિતિ તે **સંસ્કૃતતા—સંસ્કૃતિ.**

સંસ્કૃતતા શેમાં રહેલી છે ? પહેરવાઓઢવામાં ? હા, ખરી. જંગલી સમાજો નગ્ન અથવા અર્ધનગ્ન શરીરે ફરે છે. તે સ્થિતિ બદલવી ને શારીરિક મર્યાદા સમજવી એ જંગલીમાંથી સુધરવાનું પહેલું પગથીઉં છે. મર્યાદા વિના લજ્જા નથી, લજ્જા વિના સભ્યતા કે શિષ્ટતા નથી; તો પછી નીતિ હોવી દુર્ઘટ છે. તોપણ આ મર્યાદા, આ લજ્જા, આ સભ્યતાથી કંઈ સંસ્કૃતતા પૂરી થતી નથી. ત્યારે વધુ શું જોઈએ ? ખાવાપીવામાં

કેળવણી ? હા, તે પણ ખરી. જે સમાજ વનચર પેઠે ફલાહાર પર રહે, કે જે સમાજ રાંધ્યા વિનાનું અન્ન ખાય તે પણ ભાગ્યેજ સુધરેલો—સંસ્કૃત કહેવાય. આ બધું તો દેખીતું છે.

પણ આ બધું હોય છતાં સંસ્કૃતતા ન હોય એ બનવાજોગ છે. તેમાંજ કંઈ સંસ્કૃતતા પરિપૂર્ણ થતી નથી. એટલુંજ નહિ, પણ તે જ્યાં અતિશય હોય ત્યાં સંસ્કૃતતામાં ખામી આવે છે. પહેરવાઓઢવામાં ને ખાવાપીવામાં જે સમાજ જોઈએ તેથી વધારે લક્ષ આપે તે શારીરિક સંસ્કૃતતા અથવા સ્થૂળ સંસ્કૃતતાનેજ પોષે છે. એ સંસ્કૃતતા ઘણી વાર સંસ્કૃતતાજ નથી. ઉત્તમ વસ્ત્રો, હમેશાં શું ઉત્તમ આત્માનું સૂચન કરે છે ? સુંદર વસ્ત્રો ને આત્માની સુંદરતા કંઈ જોડેજ જોવામાં નથી આવતાં. ઉલટું વસ્ત્રો પર વિશેષ લક્ષ આપનારાઓ છેલબટાઉ થવા સંભવ રહે છે, ઘણી વાર બને છે.

માનસિક ઉન્નતિ, માનસિક વિકાસ, માનસિક સુંદરતાના પ્રાદુર્ભાવ માટે શારીરિક સ્વસ્થતા ને શારીરિક સગવડો બરાબર જોઈએ. તેટલા પૂરતું પહેરવાઓઢવા ને ખાવાપીવાની બાબતમાં સુધરેલાપણું જરૂરનું છે. પણ તેવીજ રીતે હરવાફરવાનાં, ઊઠવાબેસવાનાં, ને રહેવાનાં સાધનો પણ સારાં જોઈએ. હાલના સમયમાં પશ્ચિમમાં સર્વત્ર ને પૂર્વમાં પણ ઘણે સ્થળે તે છે. આપણે હાલ સાઈકલ, મોટારકાર, રેલ્વેટ્રેન ઇત્યાદિ સાધનોથી હરવાફરવાનાં કામ જલદીથી ને સુખથી કરીએ છીએ. ઘણા માણસોનો સમાગમ આથી સુલભ થાય છે. ઘણાં સ્થળો આથી જોઈ શકાય છે. આ સમાગમ ને આ પ્રવાસ હમેશ કેળવણીનાં અગત્યનાં સાધનો છે. તેને બળે આપણે હાલમાં આપણું જીવન સંસ્કૃત કરવાને માટે ઘણી સારી સગવડો ધરાવીએ છીએ. તેવીજ રીતે આપણે ઊઠવાબેસવાનાં ને કામકાજનાં સાધનો પણ સારાં ભોગવીએ છીએ. આજે આપણે ભર ઉનાળામાં વીજળિક પંખાને બળે ગમે ત્યાં પણ ઠંડક મેળવી શકીએ છીએ. વીજળિક

બળને આધારે મોટાં શહેરોમાં લિફ્ટનો ઉપયોગ કરી પગની મહેનત બચાવી શકીએ છીએ. પ્રવાસની વિકટતા પણ તેવાં સાધનોથી દૂર કરી શકીએ છીએ. રેલ્વે ગાડીમાં કે સ્ટીમરમાં પણ ઘરના કરતાં વધારે સારી રીતે સગવડો ભોગવી શકીએ છીએ. રહેવાનાં ઘરો ને શહેરોની બાબતમાં પણ તેવું જોઈએ છીએ. ઈજનેરી વિદ્યાના ને વિજ્ઞાનના પ્રતાપે હવાઅજવાળું જે હાલનાં ઘરોમાં, હાલના રસ્તાઓ પર, હાલનાં શહેરોમાં મેળવીએ છીએ, તે પણ આપણી શારીરિક સગવડો પૂરી પાડવામાં અગત્યનો ભાગ લે છે.

આ બધું આવશ્યક છે. એટલુંજ નહિ, પણ ખરી સંસ્કૃતતા ને આ બધા સુધારાઓ, એ બેને બહુજ ગાઢ સંબંધ છે. એ સંબંધ અવયવી ને અવયવના સંબંધ જેવો છે. એક બીજાના વિના અપૂર્ણ છે.

આ બધું આવશ્યક છે, છતાં આટલુંજ આવશ્યક નથી. એ તો દેખીતું છે કે પ્રાચીન સમયોના કરતાં આપણો સમય આ બધી રીતે ચઢીઆતો છે. ટુંકામાં આપણામાં જડ વસ્તુઓ વિષેની સંસ્કૃતતા ઘણી વધારે છે.

પણ તેમાં શું ? આપણાં હૃદય વધારે શુદ્ધ છે ? આપણાં મન વધારે પવિત્ર છે ? આપણા વિચારો વધારે સંસ્કારી છે ? આપણે એકબીજા સાથે સ્નેહ વધારે રાખીએ છીએ ? આપણું ગૃહજીવન વધારે રસિક છે ? આપણું સામાજિક જીવન વધારે સરળ છે ? આપણી ધાર્મિક ભાવનાઓ વધારે નિર્મળ છે ? આપણા દેશપરદેશના રાજકીય સંબંધો વધારે ઐક્ય સાધનારા છે ? આ પ્રશ્નો અગત્યના છે. જે અન્તિમ વસ્તુઓ સાધવાની છે તે સૂક્ષ્મ છે, સ્થૂળ નથી. સ્થૂળ વસ્તુઓ સૂક્ષ્મને માત્ર મદદગારજ છે.

અલબત મંદિરમાં પ્રવેશ કરવો હોય તો પગથીએ પગથીએ ચઢાય. સંસ્કૃતતાના મંદિરમાં દાખલ થવું હોય તો સ્થૂળ સુધારાઓ શરૂઆતનાં પગથીઆં છે. પણ તે કયારે ? જેમ જેમ પગથીઉં ચઢતા જઈએ તેમ તેમ મંદિર ને તેની દિવ્યતા તરફ આપણે વધારે આકર્ષાતા હોઈએ તોજ.

એક પગથીઉં ચઢીએ ને વિચાર કરીએ મંદિરનો નહિ, પણ કોઈ મલિન ભાવનાઓ કે તે સાધવાનો તો પછી આપણે **મંદિરનું** પગથીઉં ચઢીએ. છીએ એમ કેમ કહેવાય? **પગથીઆ** પર છીએ, પણ **મંદિરના** પગથીઆ પર તો આકસ્મિકતાથીજ છીએ.

કયાં છે આપણામાં પરસ્પરનું ભોળપણ? કયાં છે આપણાં કુટુંબોમાં ભાઈભાઈ કે ભાઈબહેન કે પિતાપુત્ર કે પુત્રમાતાના વિશુદ્ધ સંબંધો? કયાં છે આપણામાં પવિત્ર પ્રેમલગ્નો? પાશ્ચાત્ય પ્રજાઓમાં પણ કયાં છે સર્વત્ર પ્રેમના પવિત્ર આદર્શો? કયાં છે આપણા સમાજોમાં ઐકયભાવ? કયાં છે પ્રાચીન સમય જેવી ધાર્મિક શ્રદ્ધા—પૂર્વ કે પશ્ચિમ કોઈ પણ સ્થળે? કયાં છે દેશદેશ વચ્ચે રાજ્યરાજ્ય વચ્ચે ભાઇચારીના સંબંધો? તો પછી સર્વદેશીય ભ્રાતૃભાવની ઉચ્ચ ભાવના તો શબ્દમાત્રમાંજ રહી છેને? જો આ બધું નથી, તો છે તે નથી જેવુંજ છે; એટલુંજ નહિ તે ખોટું છે, તે હાનિકારક છે. સુખનાં સાધનો માટે આગળ વધેલું વિજ્ઞાનજ દુઃખના પ્રસંગો વધારે જલદીથી, વધારે સહેલથી આણે છે. મોટાર, આગગાડી, ટૉરપીડો, હવાઈ રથો એ બધાં સાધનો સુખ કરતાં દુઃખ વધારે આણે છે, મનુષ્યની મલિન ભાવનાઓ અમલમાં આણવાને માટે જલદીથી ને મોટા પાયા પર સહાયક બને છે. બનવું જોઈએ નહિ, પણ બને છે. બને છે એ આપણે જોઈએ છીએ, જોઈએ છીએ ને શોક કરીએ છીએ: “હા! જ્ઞાનની વૃદ્ધિનું કેવું માઠું પરિણામ.” ખ્રિસ્તિ ધર્મમાં જ્ઞાનને ઈશ્વરે એક નિષિદ્ધ વૃક્ષ બનાવ્યું છે, તેનાં ફળ ચાખ્યાથી દુઃખ છે એમ ઉપદેશ છેઃ તે આવા પ્રસંગોમાં ઠીક લાગે છે. પણ શા માટે? ઈશ્વરે બુદ્ધિ મનુષ્યને આપી છે તે મનુષ્યના ભલા માટેજ હોવું જોઈએ, ઈશ્વર કંઈ મનુષ્યના ભલામાં નથી એમ માનવું ભાગ્યેજ આપણને ઇષ્ટ થશે. તો વિજ્ઞાન મનુષ્યના હિતને અર્થેજ છે. તો પછી જે ખોટ છે તે આપણી હૃદયની કેળવણીની, આપણી લાગણીઓની કેળવણીની, આપણી નીતિની કેળવણીનીજ છે.

નીતિ એજ સંસ્કૃતતાનો આત્મા છે. નીતિની સંસ્કૃતતા વિના થએલી સંસ્કૃતતા સંગીન ન હોઈ શકે, ઘણી વાર તો તે આડંબર છે એમ જોવામાં આવે છે.

તોપણ નૈતિક ઉન્નતિ થયે કંઈ સંસ્કૃતતા પરિપૂર્ણ થતી નથી. મનુષ્ય કંઈ આત્મસ્વરૂપ નથી. જેમ આપણું મન કંઈ માત્ર બુદ્ધિરૂપ નથી, કે માત્ર લાગણીરૂપ નથી, કે માત્ર મનોરથરૂપ નથી—એ ત્રણે રૂપો માત્ર આપણા જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓ છે, તેમ શારીરિક જીવન ને આત્મિક જીવન એ બે પણ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓજ છે; તે કંઈ અલગ અલગ વસ્તુઓ નથી. કોઈ વસ્તુ વિષે કંઈ પણ લાગણી સારી કે નરસી થયા વિના, વિચાર નહિ આવે, ને લાગણી વિના મનોરથ પણ નહિ બંધાય, તેમજ મન પ્રવૃત્ત થયા વિના લાગણી કે વિચારો પણ નહિ ઉદ્ભવે. કંઈક આવીજ રીતે શારીરિક ને આત્મિક જીવન વિષે પણ છે. એ બેના સંબંધ પણ બહુજ ગાઢ છે. શારીરિક બળ વિના આત્મિક બળ શક્ય નથી, આત્મિક બળ વિના શારીરિક નથી, શારીરિક શુદ્ધતા વિના માનસિક શુદ્ધતા નથી, માનસિક શુદ્ધતા વિના શારીરિક નથી. જીવન બન્ને વસ્તુઓનું એક સ્વરૂપ છે. તેટલાજ માટે શારીરિક ને સ્થૂલ સંપત્તિઓ ઇષ્ટ છે ને માનસિક ને સૂક્ષ્મ પણ તેવીજ ઇષ્ટ છે. વળી એ તો અનુભવસિદ્ધ છે કે મનનો નિગ્રહ વધારે કઠિન છે, શરીરનો નિગ્રહ હોય છતાં મનનો ન હોય એ બનવાજોગ છે, પણ મનનો હોય ને શરીરનો ન હોય એ બનવા જોગ છેજ નહિ. તેટલાજ માટે માનસિક શુદ્ધતા, માનસિક પવિત્રતા, નૈતિક ઉન્નતિ, નૈતિક સુધારાને મનુષ્યની સંસ્કૃતતામાં ઘણું અગત્યનું સ્થાન આપવામાં આવે છે.

# કર્મયોગ

જમાનો પ્રવૃત્તિનો છે. યોગરદમ પ્રવૃત્તિ ને પ્રગતિ જોવામાં આવે છે. વિજ્ઞાન વધ્યું જાય છે. પ્રજાઓમાં નવીન ચેતન જુની ભાવનાઓને ને જુના આચારોને હાંકતું જાય છે. ત્યાં શાન્તિની આશા તે તે આશા કે નિરાશા? ત્યાં નિવૃત્તિ તે ડહાપણ કે ભૂલ? ઋષિમુનિઓના સમય ગયા. ગંગાને તટે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાનો ને તેથી સંતુષ્ટ થવાનો સમય ગયો. હવે ઈશ્વરનો સાક્ષાત્કાર જનહિતની સિદ્ધિમાં કરવાનો છે. માણસે કર્મવીર બનવું ઘટે છે.

પરલોકની કલ્પનાઓ કરવી ને આ લોકથી કંટાળવું એ પ્રજાજીવનની ઉન્નતિને બાધક છે. પરલોકમાં સુખ મળશે, ઐહિક વસ્તુઓ ખોટી છે એવું માનવાને લીધેજ આપણે પછાત છીએ. શા માટે એવું માનવું જોઈએ? માયાવી એટલે નાશવંત, પણ કંઈ ખોટું કે અસત્ય એવું ભાગ્યેજ કહી શકાય.

કર્મ જાતજાતનાં હોઈ શકે. પણ જે કર્મ જોઈએ છે તે દેશની ઉન્નતિને અર્થે, સમાજના હિતને અર્થે, ને પોતાના પણ સુધારાને અર્થે કામનાં હોય તેવાં કર્મ જોઈએ છે. તે બાબતોમાં આબાલવૃદ્ધ સૌ કોઈએ બને તેટલું કરી બતાવવાનો આ સમય છે. હાથ જોડીને બેસી રહેવું કે લમણે હાથ દઈ બિચારા રાહુ ને શનિને ગાલિપ્રદાન કરવું એ અવનતિને આવાહન કર્યા બરાબર છે. આપણા જીવનની વેદી પર બને તેટલા ઉદ્યોગને હોમી સર્વત્ર પ્રકાશ ફેરવવાનો છે. એમ કહેવું કે મારો હજી સમય નથી આવ્યો કે મારો સમય પૂરો થયો કે મારૂં વલણ શાન્તિ–નિવૃત્તિની તરફેણમાં છે એ છેક હાસ્યજનક છે. સમય બધાને આવેલોજ છે, તે કોઈનો પૂરો થતોજ નથી, ને નિવૃત્તિથી તો આપણે આઘાજ નાસવાનું છે. દરેકે પોતાની સ્થિતિ ને લાયકાતને અનુકૂલ કર્મ આદરવાનાં છે, ને યાદ રાખવાનું છે કે જ્યાંસુધી કર્મમાં ફત્તેહ મળી નથી ત્યાંસુધી પોતાના પ્રયત્નને કદાપિ શિથિલ નહિ થવા દેવો.

ક્યાં કર્મ આપણને ઉપયોગી છે? ઉત્તર ટુંકો પણ સચોટ આપી શકાશે કે પછાત પડેલી છતાં ખીલતી પ્રજાના જીવનને અનુકૂલ હોય તેવાં બધાંજ. આપણી સામાજિક કલ્પનાઓ કે આપણી પ્રજાકીય કલ્પનાઓ અચલ ઉદ્યોગો-ની સાથે ગ્રથિત થતી હોય તો આપણે કેટલા બધા ઉન્નત થઈ શકીએ?

કર્મને તિરસ્કારનાર મનુષ્ય વ્યક્તિબળ પ્રાપ્ત કરી શકે ને જ્ઞાન કે ભક્તિને બળે પોતાના આત્માની પણ ઉન્નતિ કરી શકે, પણ તેવા મનુષ્યો-ની **પ્રજા** ન બની શકે. સાધુઓ, સંન્યાસીઓ, કે યોગીઓની કંઈ પ્રજા બને? નિવૃત્તિપરાયણ વ્યક્તિઓની પણ કંઈ પ્રજા બને? તેવાઓને લૌકિક વસ્તુઓ તરફ અનાદર હોય છે; સ્વતંત્રતા કે પરતંત્રતા તેવાઓને મન સરખીજ સ્થિતિઓ જણાય છે, કારણ કે તેઓ તે દ્વન્દ્વથી પોતાને અતીત માને છે. તેઓ સંસારમાં રહે છે ખરા પણ વસ્તુતઃ તેમની ખરી ભૂમિ સ્વર્ગ છે. તેવાઓ પોતે એમ નથી માનતા કે અમે આ દેશના રહેવાસી છીએ કે તે દેશના, સ્વદેશ એવું કશું તેમને મન વસ્તુતઃ હોઈ શકેજ નહિ, અને તેથીજ એક **પ્રજા** તરીકે તેઓ કદાપિ ઉન્નત થઈ ન શકે.

આપણે કર્મયોગી બનવાનું છે. હજારો સંતસાધુઓ હિંદુસ્થાનમાં ધર્મની ભાવનાથી, કેટલીક વાર ધર્મને મિષે આલસ્યમાં જીવન વ્યતીત કરે છે. પરિણામ, હિંદુ **પ્રજા**ના અંગ તરીકે તેઓ છૂટા પડે છે, **પ્રજા**ને તેઓ સીધા કે આડકતરી રીતે ભારરૂપ બને છે, **પ્રજાકીય** ઉન્નતિની પ્રવૃત્તિઓમાં તેઓ તેમનો હિસ્સો આપતા નથી. તે ઉપરાંત રૂઢિ કે આચારને લીધે, કે કેળવણી-ના અભાવને લીધે હજારો ઉત્સાહી સ્ત્રીઓ પણ કોઈ પ્રકારનું પ્રજાહિતનું કર્મ સાધી શકતી નથી. પણ કર્મ વિનાનું સૃષ્ટિમાં શું છે કે મનુષ્યને તેમ હોવાનો હક હોય? કુદરત આપણા વિચારોને પુષ્ટિ આપે છે. કુદરતમાં કશું નકામું નથી; ત્યાં કંઈ પણ નકામું થયું કે તેનો ધીમે ધીમે નાશ થવાનો. દરેક વૃક્ષ, દરેક પ્રાણી, દરેક પદાર્થ સૃષ્ટિરચનામાં કંઈ કંઈ પણ કામ કરે છે; તેનાં ફળ, તેની ગતિ, તે તેનાં કર્મ ગણી શકાય, અર્થાત્ જીવારોપણ કરીને,

# શા માટે ?

એમ કહેવામાં આવે છે કે તત્ત્વજ્ઞાનની શરૂઆત **વિસ્મયથી** ઉત્પન્ન થાય છેઃ તેનું બીજ વિસ્મય છે. વસ્તુઓ ને બનાવોને **નવાં, અપરિચિત, વિસ્મય ઉત્પન્ન કરનારાં** તરીકે જેણે જોયાં નથી તેનું મન આળસુ રહે છે ને તેથી "**શા માટે ?**" એમ પ્રશ્ન કરવાની વૃત્તિ જ્ઞાનનું અતિ આવશ્યક પગથીઉં ગણાય છે. પરિચિત વસ્તુઓને પણ અપરિચિત રીતે જોવાથી ને "શા માટે" તે તેમ છે એવો પ્રશ્ન મૂકવાથી મન જાગ્રત્ ને શોધક વૃત્તિનું બને છે. ઝાડ, પાન, ટાઢ, તાપ, વરસાદ, જગત્—શા માટે આમ છે તે પ્રશ્ન ઉઠાવ્યા વિના તત્ત્વજ્ઞાન અસંભવિત છે. કેટલાક તત્ત્વજ્ઞાનીઓના બાળપણને માટે એવું વાંચવામાં આવે છે કે તેઓ તે સમયે જે કંઈ જોતા તેને માટે કારણો પૂછતા, "તે શા માટે તેમ છે", એવો પ્રશ્ન કરતા. એટલું તો દેખીતુંજ છે કે જે કારણ પૂછે તે વિચારક બને. વરસાદ વરસતો જોઈ જો કોઈ બાળક પૂછે કે તે શા માટે વરસે છે ? તેનું કારણ શું છે ? "વાદળાંમાં પાણી છે માટે, આપણને ઠંડક મળે માટે"—આ જવાબને વિષે પણ પાછા સવાલો મૂકે, એમ પ્રશ્નપરંપરા મૂકવાની વૃત્તિ ધારણ કરે તો તે બાળક જ્ઞાનમાં ઘણું વધી શકે. આવી વૃત્તિ મોટપણમાં પણ જે કેળવે તે વિચારક થઈ શકે તે પણ સમજી શકાય તેવું છે.

પણ તત્ત્વજ્ઞાનની શરૂઆત "શા માટે"થી થાય છે તેનીજ સાથે મનુષ્યનાં દુઃખોની ઉત્પત્તિ પણ એ "શા માટે"થીજ થાય છે. જ્ઞાન મેળવવાની વૃત્તિની સાથેજ મનુષ્ય દુઃખી પ્રાણી બને છે. પ્રશ્નની સ્થિતિ એ અપૂર્ણતાની સ્થિતિ છે : જે પ્રશ્ન કરે છે તે અપૂર્ણ છે. પ્રશ્ન કરવો એટલે અસંતોષ જાહેર કરવો : ને અસંતોષ એ દુઃખદ છે. પ્રશ્ન એ ભેદને લીધે સંભવે છે : તે ભેદ જ્ઞાતા ને જ્ઞેયનો ભેદ છે, જ્ઞાતાને મન જ્ઞેય હજી બહારની વસ્તુ છે, તે સમજાઈ કે તે પોતાની–પોતાના વિચારોમાંની એક બને છે ને તે વખતે ભેદ નાશ પામે છે.

માટે કંઈ અજ્ઞાનની સ્થિતિ સારી કહેવાય? જ્ઞાનનું નિષિદ્ધ ફળ ચાખ્યું ને **આદમ** દુઃખી થયો એમ ખ્રિસ્તિ ધર્મ કહે છે. આ એક રીતે ઠીક છે. તોપણ હવે, એક પાસ જો માણસને અજ્ઞાનની સાથે અપરિમિત સુખ આપવામાં આવે ને બીજી પાસ જ્ઞાનની સાથે દુઃખ આપવામાં આવે તો પસંદગી કઈ દિશામાં થશે તે કહેવું મુશ્કેલ છે; કેટલાકો બીજી સ્થિતિને પસંદ કરશેજ. હવે કંઈ અજ્ઞાનની સ્થિતિ મનુષ્યને રુચે તેમ નથી.

જ્ઞાન તો જોઈએજ છે. પણ હું ધારૂં છું કે પૃથક્કરણથી મળતા જ્ઞાન, "શા માટે"ના "આ માટે" એવા ઉત્તરોથી સધાતા જ્ઞાન, અલબત વિજ્ઞાનની રીતે મળતા જ્ઞાન કરતાં સમગ્રસ્વરૂપમાં મળતું જ્ઞાન, "શા માટે"-ના પ્રશ્નો મુકાયા વિના મળતું જ્ઞાન, કાવ્યમાં કવિ જે રીતે જ્ઞાન આપે છે એ રીતનું જ્ઞાન હજાર દરજ્જે વધારે સારૂં છે. અન્તર્જ્ઞાન ને ભાવનાઓ તે જ્ઞાનમાં આગળ પડતો ભાગ લે છે: તે જ્ઞાનમાં પૃથક્કરણ નથી, પણ સમગ્રસ્વરૂપમાં વસ્તુઓનું ચિન્તન છે; તે જ્ઞાનમાં અસંતોષ નથી, પણ સંતોષ છે. તે જ્ઞાનમાં જ્ઞાતા—કવિ જ્ઞેય—વસ્તુ સાથે એકસ્વરૂપ છે, ભેદ છેજ નહિ, વસ્તુના સ્વરૂપમાં દાખલ થયા વિના તેનાં કાવ્યો તેને અશક્ય છે.

પૃથક્કરણ છે ત્યાં અંતર છે. જ્યાં પૃથક્કરણ નથી પણ વસ્તુનું સમગ્ર રીતે માત્ર ગ્રહણ છે ત્યાં અંતર રહી શકેજ નહિ, ત્યાં જ્ઞાન ઘણા ઉચ્ચ પ્રકારનું છે. કવિ સૃષ્ટિને સમજી શકે છે તે સમભાવથી સમજે છે, ભેદ વિના, અંતર વિના; એટલે સુધી કે કુદરતને વિષે ઘણું કવન કરનાર કવિ કુદરતમય બને છે. વિજ્ઞાનશાસ્ત્રી સૃષ્ટિને સમજી શકે છે તે સમભાવ વિના, ભેદબુદ્ધિથી, અંતર સાથે સમજે છે; એટલે સુધી કે કુદરત વિષે ઘણુંજ જ્ઞાન મેળવ્યું હોય છતાં તે કુદરતને ચહાનાર ન પણ હોય.

વળી "કારણો" પૂછવાં કે "શા માટે" કે "કેમ" ને એવાતેવા પ્રશ્નો પૂછવા એ કંઈ મનની ઉત્તમતા ન ગણી શકાય. બુદ્ધિ મનુષ્યને માનવાને માટે આપી છે, નહિ કે શંકાઓ કરવાને માટે. મનનું કુદરતી વળણ શ્રદ્ધા છે, નહિ કે સંશય.

જ્ઞાન એ હમેશ ઇષ્ટ છે; પણ તે વિજ્ઞાનની પદ્ધતિથી નહિ પણ અહીં દર્શાવી તે પદ્ધતિથી. જો ઈશ્વરને આપણે જ્ઞાનસ્વરૂપ કલ્પીએ તો એનામાં ભેદ બિલકુલ નહિ કલ્પી શકાય: જ્ઞાતા ને જ્ઞેય એકસ્વરૂપ છે. પૃથક્કરણથી મળતું જ્ઞાન જ્ઞાતાના મનની ઉતરતી પંક્તિ દર્શાવે છે, તેનીજ સાથે તેની પદ્ધતિ કંટાળો ઉત્પન્ન કરે તેવી છે.

"શા માટે"નો શા માટે બહિષ્કાર ન થવો જોઈએ? જેટલા "શા માટે" ઓછા એટલો આનંદ વધારે, તે વિનાનું મળતું એટલું જ્ઞાન વધારે ઉચ્ચતર. કાવ્યસ્વરૂપ તત્ત્વજ્ઞાન ને વિજ્ઞાનસ્વરૂપ તત્ત્વજ્ઞાન—એ બેમાં પ્રથમનેજ હું ખરેખરૂં અગત્યનું ગણીશ.

—:o:—

# એક સદ્‌ભાગ્ય

પ્રિય વાચક! તારે બહેન છે? જો હોય તો તું ખરેખર ભાગ્યશાળી છે, ન હોય તો ખરેખર ઘણો ભાગ્યહીન છે, અને તેમ હોય તો હું તારે માટે દિલગીર છું. પણ હું ઇચ્છું છું કે તું ભાગ્યશાળી હોય.

ભાઈબહેનનો સંબંધ કુદરતી સંબંધ છે, ને કુદરતી સંબંધોને હું હમેશ ઘણા ચાહું છું. એવા સંબંધો આણ્યા અણાતા નથી, ટાળ્યા ટળાતા નથી. એ સંબંધોની ઉત્પત્તિ કુદરતને હાથ છે, તેનો ટકાવ કુદરતને હાથ છે, નાશ પણ કુદરતને હાથ છે. કુદરતી રીતે વર્તો ને કુદરતી સંબંધો હમેશ ટકશેજ, એટલુંજ નહિ પણ તે દઢીભૂત થશે. એ સંબંધો જન્મથી ઉત્પન્ન થાય છે, મૃત્યુથી નાશ પામે છે, માટેજ તેની ઉત્પત્તિ ને તેનો નાશ મનુષ્યના હાથમાં નથી. આવા સંબંધોમાં માતપિતાનો સંબંધ પણ સમાઈ જાય છે. તોપણ તે સંબંધ કરતાંએ ભાઈબહેનનો સંબંધ વધારે ચઢી જાય છે. બન્ને સંબંધો કુદરતી છે ખરા, પણ તેના પ્રકારમાં ફેર છે. માતાપિતા સાથેનો સંબંધ કંઈ સરખાપણાનો સંબંધ નથી, ભાઈબહેનનો સંબંધ તેમ છે. માતા-

પિતા પ્રતિના સંબંધમાં મનુષ્યમાત્રને સંકોચ રહે છે, ને તે સ્વાભાવિક રીતેઃ તે સંબંધમાં અદબ છે, પ્રેમ છે, પણ તે સાદર પ્રેમ છે, નિખાલસપણું છે, પણ તે અમુક રીતનુંજ છે. આથી વિરુદ્ધ, ભાઈના બહેન પ્રતિના સંબંધમાં કે બહેનના ભાઈ પ્રતિના સંબંધમાં મનુષ્યમાત્ર સંકોચથી વિમુક્ત છે, તે સંબંધમાં મૈત્રી છે, નિરંકુશ કુદરતી સ્નેહ છે, સર્વ રીતનું નિખાલસપણું છે. ભાઈ બહેનનું કે બહેન ભાઈનું હૃદય પારખી શકે તેટલું ભાગ્યેજ માતપિતા પારખી શકે. એ સંબંધમાં જે મઝા છે તે તેમાં રહેલા સરખાપણાને લીધે છે, તેમાં રહેલી મૈત્રીને લીધે છે, તેમાં રહેલા સ્વાતંત્ર્યને લીધે છે. સરખાપણું એજ સંબંધમાં હોઈ શકે, મૈત્રી એજ સંબંધમાં હોઈ શકે, સ્વાતંત્ર્ય એજ સંબંધમાં હોઈ શકે. માટેજ એ કુદરતી સંબંધ અન્ય કુદરતી સંબંધો કરતાં વધારે આનંદપ્રદ છે.

આ સંબંધ મનુષ્યમાં કોમળતા કેળવે છે. આ સંબંધ મનુષ્યને સ્ત્રીસ્વભાવનું તાદૃશ ચિત્ર આપે છે, ને તે જાતિ અનુભવના સંગીન પાયા પર. સાર્વત્રિક ભ્રાતૃભાવનાં બીજો રોપવામાં આ સંબંધ અગત્યનો ભાગ લઈ શકે. આ સંબંધ ઉંડો છે, પવિત્ર છે, સ્વાર્થરહિત છેઃ એ સદ્‌ગુણોનો પોષક છે. શિષ્ટતા, રસિકતા, કોમળતાનું આનુભવિક શિક્ષણ આ સંબંધના વ્યવહારોમાંથી ગુપ્ત પણ સચોટ રીતે પ્રાપ્ત થાય છે.

જેને સ્નેહાળ ભગિની હોય, જેને સ્નેહાળ ભ્રાતા હોય તેને સદ્‌ભાગ્યનો પાર નથી. કદાચ આખું જીવન તેને દુઃખોથી ભરપૂર હોય, તોપણ એની દુઃખની વાદળીઓની શ્યામતાની આસપાસ આ સંબંધ કંઈક ચળકાટ દોરી શકશે; એનું જીવન જો સુખમય હોય, તો તે વિશેષ સુખી બનશેજ. મિત્રમિત્રનો, પતિપત્નીનો એમ અન્ય સંબંધો પણ દુઃખના નિવારકો ને સુખના વધારનારા હોય છે, પણ ગમે તેટલા ગાઢ હોય તોપણ તે કૃત્રિમ સંબંધો છે, કૃત્રિમમાંથી કુદરતી જેવા તે બને છે, છતાં તે કૃત્રિમ છે. કુદરતી તે કુદરતીજ છે.

## બુદ્ધિવાદ

મનુષ્ય એ બુદ્ધિમાન્ પ્રાણી છે. બુદ્ધિમત્તાનો ગુણ એને અન્ય પ્રાણીઓથી જુદો પાડે છે. જન્મથીજ દરેક મનુષ્ય બુદ્ધિ ધરાવે છે, ને તે બુદ્ધિને કેળવણીથી ખિલવવામાં આવે છે. પણ બુદ્ધિ ધરાવવી ને બુદ્ધિને ખિલવવી એટલુંજ બસ નથી. ખરૂં અગત્યનું તો બુદ્ધિને વાપરવી એ છે. બુદ્ધિને ઉપયોગમાં ન લીધી, તો પછી બુદ્ધિ હોય તે પણ સરખું ને ન હોય તે પણ સરખું.

ઘણાજ માણસો બુદ્ધિને જાણે દબાવી દે છે, બુદ્ધિ હોય છતાં બુદ્ધિનો ઉપયોગ કરતા નથી. શ્રદ્ધાનું જીવનમાં સ્થાન છે, નથી એમ નહિ, પણ તે શ્રદ્ધા અન્ધ શ્રદ્ધા તો નજ બનવી જોઈએ, ને બુદ્ધિના ખાસ વિષયમાં તેણે પ્રવેશ ન કરવો જોઈએ. ઇતિહાસ, પુરાણ, કાવ્યમાં જે જે લખ્યું હોય તેનું બુદ્ધિથી પ્રથમ શોધન કરવું જોઈએ ને પછી તેમાં શ્રદ્ધા મૂકવી જોઈએ. બુદ્ધિના વિષયમાં તો શ્રદ્ધાનો બહિષ્કારજ જોઈએ. વિજ્ઞાનશાસ્ત્રનાં જુદાં જુદાં અંગો માત્ર બુદ્ધિનાંજ ક્ષેત્ર છે. તેમાં પણ શ્રદ્ધાને જો ગૌરવ અપાય તો પરિણામ એ આવે કે અજ્ઞાનની વૃદ્ધિ થાય. યુરોપમાં પ્રથમ એમ મનાતું હતું કે સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે. આ સિદ્ધાન્ત ખોટો છે એમ હવે તો સહુ કોઈ સ્વીકારે છે, પણ કેટલોક સમય ત્યાં એવો પણ ગયો કે જ્યારે પૃથ્વી ફરે છે ને સૂર્ય સ્થિર છે એ સિદ્ધાન્તને નાસ્તિક તરીકે ગણાયો ને તેને રજુ કરનારાઓ પર સખ્ત ત્રાસ વર્તાવાયો. આ માત્ર શ્રદ્ધાને ખોટું માન આપવાની વૃત્તિનુંજ પરિણામ હતું.

શ્રદ્ધાને અનહદ માન આપ્યાથી માઠું પરિણામ કેવું આવે તેનો કડવો અનુભવ યુરોપને મધ્યકાલીન યુગોમાં થઈ ગયો છે. યુરોપનું તત્ત્વજ્ઞાન ગ્રીસ દેશમાં પ્રથમ જન્મ્યું ને ખીલ્યું હતું. સૉક્રેટિસ, પ્લેટો, ને ઍરિસ્ટૉટલે જે વિચારો રજુ કર્યા હતા તે વર્ષોના વર્ષો સુધી એક અથવા

બીજા સ્વરૂપમાં યુરોપમાં ટકયા હતા. મધ્યકાલીન યુગોમાં બુદ્ધિની કસોટી માત્ર એકજ ગણાતી હતી—તે એ કે **स्थितस्य स्थापनम्**—જે હોય તેનું સમર્થન કરવું, જે કંઈ ધર્મપુસ્તકોમાં હોય તે માનવું, એટલુંજ નહિ પણ તે યુક્ત છે એમ બુદ્ધિથી સ્થાપવું, જુના તત્ત્વજ્ઞાનને વિષે પણ તેમજ કરવું, ને અમુક હવાડાની બહાર બુદ્ધિનો બિલકુલ ઉપયોગ ન કરવો. આ પ્રકારની માનસિક વૃત્તિ આખા યુરોપમાં સુમારે ચારસેપાનસે વર્ષ સુધી મધ્યકાલીન યુગોમાં રહેવા પામી. જ્ઞાનમાત્ર, શાબ્દિક જ્ઞાન બન્યું, બુદ્ધિ ઠીંગરાઈ ગઈ, શબ્દોના તફાવતો પર લાંબી લાંબી ચર્ચાઓ થયા કરી. આ સ્થિતિમાંથી મુક્તિ બે તત્ત્વજ્ઞોએ કરાવી. એક અંગ્રેજ તત્વજ્ઞ **બેકન** ને બીજો **ફ્રેંચ** તત્ત્વજ્ઞ ડેકાર્ટ. બન્નેએ એ સિદ્ધાન્ત રજુ કર્યો કે શ્રદ્ધાનો બહિષ્કાર કરો, બુદ્ધિને સ્વીકારો—**બેકન**ના કહેવા પ્રમાણે અનુભવબુદ્ધિને સ્વીકારો; ડેકાર્ટના કહેવા પ્રમાણે આન્તર બુદ્ધિને સ્વીકારો: અર્થાત્ **તમને** જે સત્ય લાગે તે સ્વીકારો: **ઍ**રિસ્ટૉટલે આમ કહ્યું ને **પ્લે**ટોએ તેમ કહ્યું ને **ઍ**રિસ્ટૉટલ **વ**સ્તુવાદી નહોતો ને **પ્લે**ટો તેમ હતો ને તેથી આપણે પણ આમ કે તેમ મત ધરાવવો એ બુદ્ધિનું દાસત્વ કહેવાય, એવા વિચારકોની જુલ્મી સત્તામાંથી જ્યાંસુધી છૂટશો નહિ, ત્યાંસુધી જ્ઞાન આગળ વધવાનું નથી. જે વખતે **બે**કન ને ડેકાર્ટ બુદ્ધિવાદની આવી રીતે હિમાયતી કરી તેજ વખતે બલકે તેથી કંઈક પૂર્વે હોકાયંત્રની શોધ થઈ હતી. છાપવાની કળાની પણ શોધ થઈ હતી ને એ બન્નેને પ્રભાવે સ્વાશ્રય, શ્રદ્ધાત્યાગ, બુદ્ધિની વૃદ્ધિ સ્વાભાવિક બને તેમ હતું. હોકાયંત્રની શોધથી સમુદ્રમાં સફરો સહેલી બની, છાપવાની કળાની શોધથી જુના ગ્રંથો ઘણા માણસોના જોવામાં આવ્યા ને જ્ઞાન જે અમુક વર્ગોનું ડાંપું થઈને બેઠું હતું, ધર્મગુરુઓમાંજ મુખ્યત્વે પ્રસરેલું હતું, તે વિશાળ ક્ષેત્રોમાં ફેલાયું, ને તેમ છતાં તે ટીકાને પાત્ર પણ વધારે સહેલથી બન્યું. આજ સમયે **બે**કન ને ડેકાર્ટે બુદ્ધિવાદના વિચારો રજુ કર્યા. એ બે તત્ત્વજ્ઞો આધુનિક યુરોપના

તત્ત્વજ્ઞાનના પિતાતુલ્ય ગણાય છે: તે શા માટે તે આ પરથી સ્પષ્ટ છે. તેમના સમયથી અન્ધ શ્રદ્ધાનું મૃત્યુ થયું, ને તત્ત્વજ્ઞાન નવીન ને લાભદાયી ક્ષેત્રોમાં વૃદ્ધિ પામ્યું.

હિંદુસ્તાન અત્યારે હજી મધ્યકાલીન યુરોપના જેવી સ્થિતિમાં છે એમ કહીએ તો ચાલી શકે. પ્રાચીન સમયમાં હિંદુસ્થાનમાં જેવા મહાન્ ચિંતકો થઈ ગયા છે તેવા કદાચ આખી દુનિયામાં નહિ થયા હોય. તે સમયે યુરોપનો મોટો ભાગ અન્ધકારમાં હતો. ઇન્ગ્લંડમાં તત્ત્વજ્ઞાન ને વિજ્ઞાન—એ બન્ને બેકનના સમય પછી એટલે સોળસેંના સૈકા પછીજ અસ્તિત્વમાં આવ્યાં. ત્યાર પહેલાં તો કેટલાએ સૈકાઓ પૂર્વે હિંદુસ્થાનમાં મોટા મોટા વિચારકોનાં ગહન ચિન્તનો સમાપ્ત થઈ ગયાં હતાં. આને માટે હિન્દના પુત્રો યોગ્ય રીતે ગર્વ ધરાવી શકે. પણ તેથી અત્યારે શું ? અત્યારે એ જુની પદ્ધતિઓને સર્વથા વળગી રહેવું ને તેનું સમર્થન કરવું એ બુદ્ધિની ઉત્તમતા તો નજ ગણાય. વિજ્ઞાનથી પશ્ચિમના દેશો આટલા બધા આગળ વધ્યા છે; વિજ્ઞાન એ તેમની આબાદી, તેમની સત્તા, તેમના સુધારાઓનું મૂળ છે. તે આપણે જાણીએ છતાં તેનો અનાદર કરીએ એ બુદ્ધિનું ગૌરવ ન ગણી શકાય. પુરાણમાં આમ કહ્યું છે ને પુરાણમાં તેમ કહ્યું છે તેમાં હવે આપણું શું વળ્યું ? વૈદક, ખગોળવિદ્યા, કાયદો, સામાજિક રીતરિવાજો એ બધામાં એમ કહેવું કે અગાઉ બધુંજ નક્કી થઈ ગયું છે ને તેમાં ફેર-ફારની જરૂર નથી એ **બુદ્ધિનો અક્ષંતવ્ય અનાદર** ગણી શકાય. આધુનિક જ્ઞાનની મદદ ન લેવી ને માત્ર પ્રાચીન જ્ઞાન પર આધાર રાખવો એ હસનીયજ છે. પ્રાચીન વસ્તુઓમાં નિરીક્ષણ કરવું, પણ તે આધુનિક દૃષ્ટિએજ કરવું, તેમ કરવામાં બુદ્ધિનો ઉપયોગ કરવો ને વિચારવું કે જે જે વિચારો પ્રાચીન પરિસ્થિતિને અનુકૂળ હશે તેજ આપણા ઋષિમુનિઓએ સ્વીકાર્યા હશે, તેમાંજ તેમની બુદ્ધિની મહત્તા હતી, તો આપણે પણ શું એ વૃત્તિનો સ્વીકાર નહિ કરીએ, આપણે પણ શું પરિસ્થિતિને અનુકૂલ વિચારો

નહિ બાંધીએ ? જો એવી વૃત્તિ ધારણ કરીશું તો પછી દેશનો સર્વ દિશામાં ઉદય બહુ આઘો નહિ રહે.

કેળવણીનું પ્રયોજન શું છે? કેળવણીનું પ્રયોજન જો બહુજ વ્યાપક શબ્દોમાં કહીએ તો એજ છે કે બુદ્ધિનો **ઉપયોગ** કરતાં મનુષ્યને શિખવવું. સુઈ રહેલી બુદ્ધિ અથવા સુવાડી દેવામાં આવેલી બુદ્ધિ તે બુદ્ધિજ નથી એમ કહીએ તો પણ ચાલે. તે આપણી પાસે હોય તોએ શું ને ન હોય તોએ શું? રણક્ષેત્રમાં જો સૈનિકના હાથમાં બંદુક હોય ને તેને તે સંતાડી મૂકે તો તે સૈનિક પણ શેનો ને તેનું હથિયાર બંદુક પણ શેનું? પૈસાદાર આદમી ગરીબનાં દુઃખ ઘટાડી શકે એવી સ્થિતિમાં હોય, છતાં પોતાના દ્રવ્યને બૅન્કમાં મૂકયો જાય તો તેનો પૈસો તે પૈસો શેનો ને ગરીબોને મન તે પૈસાદાર પણ શેનો? વાદળાં જળથી ભરપૂર હોય ને જમીન કકડતી સૂકી રહે, પાક સુકાઈ જાય, લોકો ટળવળે તો તે વાદળામાં પાણી હોય તે પણ ઠીક છે ને ન હોય તે પણ ઠીક. તેમજ બુદ્ધિરૂપી અમૂલ્ય રત્ન પરમકૃપાળુ ઈશ્વરે મનુષ્યને બક્ષ્યું, છતાં તેનો તે ઉપયોગ ન કરે તો તે રત્ન શા કામનું? રા. અમૃતલાલ પઢીઆરે એક સ્થળે એક બોધક વાત કહી બતાવી છે તે અહીં પણ આપણને ઉપયોગી થશે. એક પ્રસંગે એક પતિપત્નીનું યુગલ રાત્રે પોતાના ઓરડામાં સુતું હતું ને ત્યાં એક માણસ બહારથી દાખલ થતો હોય એમ પત્નીને લાગ્યું. તેણે પોતાના પતિને કહ્યું: "કોઈ ઘરમાં દાખલ થતું હોય એમ જણાય છે." "ઠીક". "એ માણસ આગળ આવે છે." "મેં જાણ્યું." "હવે પેટી પાસે જાય છે, જોયું?" "એ હું જાણું છું." "પેટી ઉઘાડી." "એ હું જાણુંછું." "જુઓ આપણી માલમતા કાઢી લીધી." "એ હું જાણુંછું." "હવે પાછો ફરે છે." "એ હું જાણું છું." "ઘરમાંથી નીકળે છે." "એ હું જાણુંછું." "નીકળ્યો." "એ હું જાણું છું." પત્ની બિચારી સ્વાભાવિક રીતેજ ચીઢાઈ. "ધૂળ પડી એ જાણ્યામાં. એ જાણ્યુંએ સરખું ને ન જાણ્યુંએ

સરખું. ” અર્થાત્ જાણ્યાનો જ્યારે લેશ પણ ઉપયોગ ન કર્યો ત્યારે જાણ્યું શા ખપનું ? ચોર તો ચાલ્યો ગયો, તો પછી પહેલેથી છેલ્લે સુધીનું જાણેલું શા ખપનું ? કંઈજ નહિ. તેવીજ રીતે જે બુદ્ધિ આપણી પાસે છે તેનો ઉપયોગ ન કર્યો તો તે છે એ સરખી ને ન હોય તે પણ સરખી.

ઘણી વાર એમ કહેવામાં આવે છે કે બુદ્ધિવાદ મનુષ્યને નાસ્તિક બનાવે છે. એવું કંઈ નથી. બુદ્ધિ પણ મનુષ્યને ઈશ્વરેજ આપી છે. તો તેનો ઉપયોગ કરવો એમાં અધર્મ ક્યાં સમાયો છે ? વળી ઉપલક દૃષ્ટિએ બુદ્ધિ મતભેદ ઉભો કરશે પણ ગહન દૃષ્ટિથી બુદ્ધિ સમાધાન પણ કરાવી શકશે.

જુનામાં શ્રદ્ધા મૂકો. શ્રદ્ધા રાખવી એમાં આર્યત્વ છે. શ્રદ્ધા એ ધર્મ છે. શ્રદ્ધા વિના સંશયાત્મા વિનાશ પામે છે એમ ગીતાજીનું સૂત્ર છે. આવાં તેવાં વચનોથી ભોળા માણસોને ઘણી વાર સતાવવામાં આવે છે ને હજી ઘણુંખરૂં બધીજ બાબતો હિંદુસ્થાન અન્ધશ્રદ્ધાની અવસ્થામાં છે. પણ જ્યાંસુધી બુદ્ધિને આધારે સ્થપાયલી શ્રદ્ધા હયાતીમાં નહિ આવે ત્યાંસુધીની શ્રદ્ધા તે શ્રદ્ધાજ નથી એમ પણ કહી શકાય; એ તો દાસત્વ છે. માણસોનું, પ્રાચીન સમયનું, વિચારોનું, ધર્મનું—દાસત્વ સ્વીકારવું એમાં જો શ્રદ્ધા હોય તો એટલુંજ કહી શકાય કે એવી શ્રદ્ધાને સાષ્ટાંગ પ્રણામ હોજો.

જે બુદ્ધિનો ઉપયોગ કરે છે તેજ ધર્મની મહત્તા સમજી શકે છે. જે બુદ્ધિનો ઉપયોગ કરે છે તેજ પ્રાચીન વિચારોની ઉત્તમતા સમજી શકે છે. જે બુદ્ધિનો ઉપયોગ કરે છે તેજ રહસ્ય સમજી શકે છે. બાકી બધું તો ગાડરીઆ પ્રવાહને ન્યાયે ચાલતું તેમ ચાલે છે: તેવા પન્થમાં ચાલ્યા તોએ શું, ને ન ચાલ્યા તોએ શું ? એમાં આપણું આપણાપણુંજ ક્યાં છે ?

# કેટલાંક જીવનસૂત્રો

સૂત્રોનો આ સમય નથી. આપણે કેળવાયલા છીએ, આગળ વધેલા છીએ, વિચારપૂર્વક જીવન ગુજારવાનો દાવો કરીએ છીએ. છતાં કહેવતો પર, શાસ્ત્રોક્તિઓ પર, સૂત્રો પર આપણે ઘણી વાર આપાણું વર્તન આધારભૂત કરીએ છીએ એ વાત નિઃસંદેહ છે. કંઈ પણ **કરવાનો** જ્યારે પ્રસંગ આવ્યો હોય ત્યારે પૃથક્કરણ કરી તેના સારાસારનો લાંબો વિચાર કરવો એ વિકટ છે, અશકય જેવુંજ છે. ઘણી વાર તો તેને માટે પૂરતો સમય પણ નથી હોતો. વિચાર કરવા, પૃથક્કરણ કરવું, સારાસારની પૂરેપૂરી તુલના કરવી એ બધું જીવનને અરસિક બનાવવા જેવું છે, સંભવિત હોય તોપણ બહુ અગત્યનું નથી. માણસે વિચારના કરતાં ભાવનાઓથી વધારે દોરવાવું જોઈએ; જીવનમાં વિજ્ઞાનશાસ્ત્રી તરીકે નહિ પણ **કવિ** તરીકે વર્તવું જોઈએ. બહુ વિચાર તેમ બહુ મુઝવણ, બહુ ગુંચવણ, બહુ કચવાટ.

આ દૃષ્ટિથી જોતાં કહેવતો, શાસ્ત્રોક્તિઓ, જીવનસૂત્રો એ બધાં ઘણાં ઉપયોગી ગણી શકાય.

નીચેનાં જીવનસૂત્રો જીવનને **ઉચ્ચતર** બનાવવામાં તો સહાયક નીવડશેજ એમ ખાત્રીથી કહી શકાયઃ સુખી પણ બનાવી શકશે, પણ તે અંગત અનુભવની વાત છેઃ—

જે કંઈ કરવું હોય તે પૂર્ણ ઉત્સાહથી કરો.

× × × ×

તમારો ઉત્સાહ જે દિશામાં જાય તે દિશામાં ખુશીથી જાઓઃ તમારૂં શ્રેય તેમાંજ છે.

× × × ×

**ભૂલી** જતાં શીખોઃ ભૂલી જવામાં ઉદારતા છે, સંભારવામાં નીચતા છે.

× × × ×

પોતાને પીછાનો. અન્યનું પરીક્ષણ કરતા પહેલાં આત્મપરીક્ષણ કરો.

× × × ×

બહાદુરી, મારવામાં નથી, પણ સહન કરવામાં છે : કઠોર વચનો કહેવાં એ નબળાઈ છે, સહન કરવાં એજ ખરી બહાદુરી છે.

× × × ×

બોલવું એ આપણી ફરજ નથી, પણ બોલીએ તો પ્રિય બોલવું એ ફરજ છે.

× × × ×

જેટલું જાણીએ તેટલું જ્યાં ત્યાં ને જ્યારે ત્યારે જણાવવું એ માનસિક અધમતા છે.

× × × ×

મિત્રો પાસે આનંદની વાતો કરવી, કદાપિ સ્વાર્થની વાતો ન કરવી. જીવન એટલું બધું દુઃખમય છે કે અન્યના દુઃખનાં રોદણાં રડાતાં સાંભળવામાં મનુષ્યને સ્વાભાવિક રીતેજ ભારે બોજો વહવો પડે છે.

× × × ×

દુનિયા ખરાબ છે એવો અનુભવ થાય તો દુનિયાને ન નિન્દતાં પ્રશ્ન કરવો કે મારામાં શું ખરાબ છે.

× × × ×

**પોતાના પર** શ્રદ્ધા રાખો : પોતાના પર **શ્રદ્ધા** રાખો : પોતાના પર શ્રદ્ધા રાખો, ને વિજય તમને મળવોજ જોઈએ.

× × × ×

નાઉમેદ થવાનો **વિચાર** એજ નાઉમેદી છે, બાકી નાઉમેદી છેજ નહિ. શ્રમથી સર્વ વસ્તુ સાધ્ય છે.

× × × ×

તક કદાપિ ચૂકવી નહિ; તોપણ કદાચ ચૂકયા તો પછી માનવું કે તક હમેશ હોય છે.

× × × ×

વાતો કરવી, એ માણસોને પસંદ છે; પણ મૂગા રહેવું એ ઈશ્વરને

પસંદ છે; બોલવા કરતાં મૂગા રહેવામાં વધારે ગૌરવ છે.

× × × ×

પ્રતિભાનો પવન બહુ હાનિકારક છે: પ્રતિભા પણ શ્રમથીજ સાધ્ય છે.

× × × ×

મોટા થવાની ઇચ્છા હોય તો પ્રથમ માણસે નાના થવું : નાના થયા વિના મોટા કદાપિ થવાતું નથી.

× × × ×

દાસત્વ એ સ્વાતંત્ર્યનું પહેલું પગથીઉં છે : જે દાસ નથી તે સ્વતંત્ર નથી, સ્વચ્છંદી હોઈ શકે છે, પણ સ્વતંત્ર તો નથીજ. દાસત્વ, તે સાધુઓની સાધુતાનું દાસત્વ, ધર્મિષ્ઠોના ધર્મનું દાસત્વ, ઈશ્વરી પુરુષોના ઐશ્વર્યનું દાસત્વ.

× × × ×

માતાપિતા, ગુરુ, ને રાજા—એ ત્રણ હમેશ પૂજ્ય છે : પશ્ચિમનો સુધારો ગમે તે કહે.

× × × ×

દુ:ખી મનુષ્યો—ગરીબો, દર્દીઓ ઇત્યાદિનું દુ:ખ જેટલું મીઠા શબ્દોથી ઓછું કરાય છે તેટલું અન્ય કશાથી કરાતું નથી. બોલવામાં મીઠાશ એ ઈશ્વરી ગુણ છે.

× + × ×

શબ્દોમાં પણ ચમત્કાર હોય છે. કેટલાક શબ્દોથી હમેશ ચેતો: "સ્વાતંત્ર્ય", "સુધારો", "પ્રગતિ", "આર્યત્વ," " પૂર્વજો પ્રતિ માન ", " પ્રાચીન પ્રતિ સદ્ભાવ " ઇત્યાદિ ઇત્યાદિ.

× × × ×

જીવનને હમેશ રસિક બનાવો : ગ્લાનિ, મ્લાનિ કશું નહિ રહે. સાહિત્યરસિકતા દરેક પ્રકારે પોષવાની વસ્તુ છે.

× × × ×

હસવાનું મન થાય તો હસો, બસ ગમે તેટલું હસો : રડવાનું મન

થાય તો રડો, બસ ગમે તેટલું રડો. બન્ને કામ નિડરતાથી કરો, ને તમને મઝાજ મળશે : શરમાય તે કરમાય.

× × × ×

માણસો જે કરે છે તે શુદ્ધ અંતઃકરણથી કરે છે એમ માનો; ન મનાય તોપણ માનો. હેતુઓ શોધવાની વૃત્તિને દબાવી દો.

× × × ×

ઉદ્યોગી બનો : ઉદ્યોગ એ ધર્મ છે. ઘણાં અનર્થકૃત્યો ઉદ્યોગને અભાવે ઉત્પન્ન થાય છે.

× × × ×

સ્વતંત્રતાનો પવન મનમાંથી ત્યજી દેવો : દુનિયામાં કોઈજ સ્વતંત્ર નથી.

× × × ×

માણસમાત્રને એક રીતે મારવા—ઉપકારથી.

× × × ×

ગુન્હેગારોની દયા કરો : તિરસ્કાર કરતાં દયા એ વધારે સબળ સુધારક તત્ત્વ છે.

× × × ×

ગેરસમજુતીમાં જેટલો આનંદ છે તેટલો સમજુતીમાં નથી; મઝા મળતી હોય ત્યાંસુધી ગેરસમજુતીનું ગાડું ગબડાવ્યા કરવું.

× × × ×

સુખદુઃખ તો માત્ર મનની વસ્તુઓ છે. પૈસો ? પૈસો તો "જુતી બરાબર છે"; કીર્તિ ? કીર્તિ કંઈ ગુણના પ્રમાણમાં નથી હોતી; કુટુંબ ? સારૂં—નરસું એ તદ્દન ભાગ્યની વાત છે; મિત્રો ? ક્યાં છે ? છે, તો તે પણ દુઃખીને સુખી બનાવવા સમર્થ નથી. જેના જીવનમાં અડગ ધૈર્યની ને શાન્તરસની હેલી છે તેને દુઃખનો દાવાનલ કદાપિ સપડાવી શકતો નથી.

× × × ×

દુનિયામાં મારે કંઈજ જોઈતું નથી, જે આવશે તે ભોગવીશ : એવી વૃત્તિ રાખનાર માણસ દુનિયાને દાસ બનાવી શકે છે.

## સદ્વર્તનનું બળ

દરેક મનુષ્યના માનસિક ને નૈતિક ગુણોનો સમુદાય તેને અન્ય મનુષ્યોથી જુદો પાડે છે. એ ગુણોના સમુદાયથી એનું વ્યક્તિત્વ બનેલું હોય છે. એ ગુણોમાં જે અગત્યના છે તે નૈતિક છે. બુદ્ધિ સર્વે મનુષ્યોમાં સરખી હોતી નથી. જન્મથીજ કેટલાકો ઘણા ચાલાક હોય છે, ને કેટલાકો મંદધી હોય છે. પ્રયત્નથી બુદ્ધિનો વિકાસ કરી શકાય છે, પણ તેનેએ અવધિ હોય છે. નૈસર્ગિક રીતેજ જો બુદ્ધિનું બળ કોઈનામાં ઓછું હોય, તો તેના પર રચેલી ઈમારત સાધારણ થાય, ભવ્ય થાય એ ઇચ્છા મૃગજલવત્ છે. પરંતુ દરેક માણસની નીતિ તેના પોતાનાજ હાથમાં છે. નીતિમાન્ થવા સારૂ અક્કલ કે કુદરતી શક્તિઓની જરૂર નથી. માત્ર શુદ્ધ હૃદયજ આવશ્યક છે. આમ હોવાથી નીતિગુણોના સમુદાયથી બંધાતું વ્યક્તિત્વ ઘણું અગત્યનું છે.

બુદ્ધિમાન્ નરનારીઓને જોઈને આપણને એમ થશે કે "આહા! કેવી સુંદર બુદ્ધિ! કેવી ઉચ્ચ શક્તિ! એના ને મારામાં કેટલો તફાવત!" નીતિમાન્ નરનારીઓને જોઈને માત્ર એવા ઉદ્‌ગારથીજ આપણે નહિ અટકીએ. આપણને તેમના તરફ પૂજ્યભાવ થશે, આપણું તેમના તરફ આકર્ષણ થશે. તેનું મુખ્ય કારણ એ છે કે બુદ્ધિમાન્ વ્યક્તિઓથી આપણે ઝંખવાઈએ ખરા, પણ ખાસ કરીને તેમના પર વિશ્વાસ નથી રાખી શકતા. શ્રદ્ધા, વિશ્વાસ, પૂજ્યભાવ—એ બધાંને માટે અન્ય પુરુષ પોતાની શક્તિઓ અમુક સારી રીતે વાપરશે એવી આપણા મનમાં ખાત્રી જોઈએ. નીતિ વિનાની બુદ્ધિ સુકાન વિનાના વહાણ જેવી છે. નીતિ વિનાની બુદ્ધિ ગવર્નર વિનાના બાઇસિકલ જેવી છે. નીતિ વિનાની બુદ્ધિ લગામ વિનાના ઘોડા જેવી છે. પવન ગમે તે દિશાએ એ વહાણને ખેંચી શકશે. રસ્તાના ઢાળો ગમે તે દિશામાં તે બાઇસિકલને ઘસડી શકશે. મનના તરંગો ગમે તે

બાજુએ તે ઘોડાને આડોઅવળો લઈ જઈ શકશે. સુકાન, ગવર્નર, લગામ એ બધાં જુદી જુદી જાતના અંકુશો છે. બળ ઘણુંએ હોય છતાં તે પર અંકુશ ન હોય તો તે તદ્દન નકામું છે, નકામું છે એટલુંજ નહિ, પણ હાનિકારક છે. જેમ બળ વધારે ને તે પર અંકુશ નહિ તેમ તેથી હાનિ વધારે. હાથી જેવું મોટું પ્રાણી અંકુશ વિના કેટલું બધું ભયંકર છે! મનુષ્યની બુદ્ધિ એ ઘણી મોટી શક્તિ છે. પણ તે શક્તિ મોટી છે, માટેજ હાનિકારક પણ બહુ હોઈ શકે. નીતિ વિના તે અંકુશરહિત છે. તેટલાજ માટે નીતિ વિનાની બુદ્ધિનો વિશ્વાસ રાખવો અશક્ય છે.

નીતિને આવી રીતે અંકુશ કહી. તેનો અર્થ શું એવો થશે કે નીતિ આપણી હાનિકારક શક્તિઓને અંકુશમાં રાખવા પૂરતીજ કામની છે? નહિ નહિ, તેમ નહિ. નીતિ કંઈ માત્ર ઉચ્છેદક કે વિરોધક બળજ નથી. એ સાધક બળ પણ છે, પોષક બળ પણ છે, ને તેમ છે તેટલાજ માટે એ બળ બહુ અગત્યનું છે.

નીતિબળ અજબ કામ કરી શકે છે. અંગ્રેજ રાજનીતિજ્ઞ મહાન્ નર **પિટ** કહેતો કે "હું જાણું છું કે હું એકલોજ મારા દેશને બચાવી શકું તેમ છું ને બીજો કોઈજ નહિ." જેવી એને એનામાં શ્રદ્ધા હતી તેવી દેશને પણ હતી. કેવું જબરૂં બળ! **જ્યૉર્જ વૉશિંગ્ટનનું** નામ આપણે બધા જાણીએ છીએ. **અ**મેરિકાના સ્વતંત્રતાના યુદ્ધ વખતે એણેજ એના દેશને બચાવ્યો હતો. એનું બુદ્ધિબળ કંઈ અનુપમ નહોતું. પણ એનું જીવન એવું સરળ હતું, એની દેશદાઝ એવી જબરી હતી, એની નીતિ એવી ઉત્તમ હતી કે આખા દેશને એના નીતિબળે જાણે તાબે કરી દીધો હતો. એનામાં એની પ્રજાને કેવી શ્રદ્ધા હતી? તે જાણવું હોય તો એક નાની બાબતજ બસ છે. સને ૧૭૯૮ માં **અ**મેરિકા સાથે **ફ્રાન્સ** દેશ લડાઈમાં ઉતરશે એવી **અ**મેરિકનોને ભીતિ ઉત્પન્ન થઈ હતી. તે વખતે **વૉશિંગ્ટન** નિવૃત્ત જીવન ગાળતો હતો. જીવનની પ્રવૃત્તિમાંથી પરવારીને તે આરામ

ભોગવતો હતો. પ્રેસિડંટ ઍડમ્સ—તે વખતના અમેરિકન પ્રેસિડંટે એને પત્ર લખ્યો—"જો આપ રજા આપો તો અમારે તમારા નામની જરૂર છે; ઘણાંએ લશ્કરો કરતાં એ નામમાત્રમાં વધારે શક્તિ માલમ પડશે." શું જબરૂં બળ ! ઘણાંએ લશ્કરોના બળ કરતાં એક માણસના માત્ર નામનું બળ ચઢી જાય ? ચઢ્યુંજ. ત્યાર વિના પ્રેસિડંટ ઍડમ્સ આવું શા માટે લખે ? નવા વેપારો, નવી કંપનીઓની શરૂઆતમાં લોકો શું જોય છે ? તેના સુકાની કોણ છે, તેઓની નીતિ કેવી છે ને તેઓની આવડત કેવી છે એ જોવાય છે. માત્ર આવડત કોઈ જોતું નથી, નીતિ પણ લોકો જોય છે, ને તે પર વધારે ભાર મૂકે છે. જ્યાં તેમ નથી થતું ત્યાં થોડા સમય પછી કડવા અનુભવો પણ જોઈએ તેટલા મળે છે.

એ બળનું કારણ શું ? એ પ્રશ્ન વધારે અગત્યનો છે. ખરૂં જોતાં એ બળનું કારણ આપવું અશક્ય છે. પ્રખ્યાત અમેરિકન લેખક ઇમર્સન કહે છે તે પ્રમાણે કારણ આપી શકાયજ નહિ. તમે જુઓ છો કે બળ છે એજ એનું કારણ. એ કારણ તે બળ ધરાવનાર માણસમાં છે, તે માણસજ છે. ગુરુત્વાકર્ષણની શક્તિ વિષે કારણ પૂછો તો શો ઉત્તર મળશે ? કંઈજ નહિ. એની મહત્તા. તેમ આ સ્થળે પણ માત્ર મહત્તા છે એમ કહેવું પડશે. ઇમર્સન કહે છે કે બળવાન્ વ્યક્તિના મોં આગળ નબળી વ્યક્તિ જાણે નિદ્રાવશ થઈ જાય છે. મોટી વ્યક્તિ નાની વ્યક્તિને ભુરકી નાંખી દબાવી દે છે. સામા માણસની શક્તિઓ જાણે છેજ નહિ એવું બની જાય છે. છતાં આપણને આ ઉત્તરથી સંપૂર્ણ સંતોષ નહિ મળે. કંઈક તો કારણો જડવાંજ જોઈએ. એ કારણોમાં મુખ્ય બે છે. એક કારણ એ છે કે નીતિબળ ધરાવનાર દરેક મહાપુરુષ નિડરપણે બોલે છે તે પ્રમાણે કરે છે, સત્યમાત્ર વાણીમાં ન રાખતાં આચારમાં મૂકે છે. તેનામાં વિચાર, વચન, ને વર્તનનું ઐક્ય છે. બીજું કારણ એ છે કે તેનામાં અમુક પ્રકારની સ્વતંત્રતા છે, કોઈના પર પણ તે પરાધીન નથી, તેનું જીવન સ્વતોનિર્ણીત છે.

સ્વતંત્રતાનો ગુણ સદ્વર્તનના બળનો ખરેખરો પોષક છે. જીવનમાં જે જે વ્યક્તિ પરાધીન હોય તે વ્યક્તિ પર કોને વિશ્વાસ રહે ? તે વ્યક્તિ શું ધાડ મારી શકે ? અધીનતા માણસને નજ જોઈએ એમ હું કહેતો નથી.અધીન રહો. પરાધીન રહો. પરતંત્ર બનો. પણ તે અધીનતા, પરાધીનતા, પરતંત્રતા તે તે માત્ર **સત્ય**ના સિદ્ધાન્ત પરજ જોઈએ. પારકી વ્યક્તિ પર, પારકાના મતો પર, પારકાની ઇચ્છાઓ પર જે આધીન હશે તે માણસ કોઈ પણ જાતનું બળ નહિ ધરાવી શકે. સાધુ જીવનના બળનો મોટો આધાર સ્વતંત્રતા પર છે. આ સ્વતંત્રતા કંઈ સ્વેચ્છા નથી, પારકાની નિંદા પણ તેમાં સમાતી નથી, પારકા તરફ અનાદર પણ તેમાં આવતો નથી; છતાં પોતાના વિચારો, પોતાની શકિત, એના પર ઉચિત શ્રદ્ધા, ને અન્ય વ્યક્તિઓની ખોટી ખુશામત કે તેમનું દાસત્વ, તે સાથે તેને વિરોધ છે. પ્રખ્યાત ફિલસુફ **એ**પિક્ટિટસ ને એક વકીલ, એ બેની વચ્ચેનો સંવાદ આનો અચ્છો ખ્યાલ આપે છે. એક મોટો વકીલ પોતાનો કેસ લડવા **રોમ** જતો હતો. જતાં, રસ્તામાં **એ**પિક્ટિટસને મળવાનો ને તે કેવો માણસ છે તે વિષે જાણવાનો એને વિચાર થયો. તેથી, એ **એ**પિક્ટિટસની પાસે ગયો. એપિક્ટિટસે એને મોળો આવકાર આપ્યો. તેનું કારણ **એ**પિક્ટિટસે તે વકીલને એવું જણાવ્યું કે "મારા સિદ્ધાન્તો શા છે તે જાણવાની તમને અપેક્ષા નહિ હોવાથી તમે માત્ર મારી શૈલી વિષેજ ટીકા કરશો." તે વકીલ, જે એક મોટો વકતા હતો, તેણે ઉત્તર આપ્યો, "ઠીક, જો હું એવી બાબત પર લક્ષ આપું તો તમારા જેવો હું માત્ર એક ગરીબ માણસ રહું, ને મારી પાસે સોનું રૂપું, સહચરો, કે જમીન કશું ન હોય," "મારે એવી વસ્તુઓ **જોઈતી** નથી; અને વધારામાં, હું છું તેના કરતાં તમે વધારે ગરીબ છો. આશ્રયદાતા હો કે ન હો—તેની મારે શી દરકાર છે ? તમારે તે છે. તમારા કરતાં હું વધારે તાલેવાન છું. **સીઝર** [ રાજા ] મારે વિષે શો મત ધરાવે છે, તેની હું દરકાર રાખતો નથી. હું કોઈની ખુશામત કરતો

નથી. તમારા સોનારૂપાના બદલામાં મારી પાસે **આ** છે. વાસણો તમારી પાસે રૂપાનાં છે, પણ દલીલો, સિદ્ધાન્તો, ઇચ્છાઓ માટીની છે. **મારૂં મન મારે (મન) રાજ્ય છે.**" સાધુ પુરુષ સ્વતંત્ર છે, એમાંજ એના બળની કુંચી છે, એ વાત આ નાનકડા સંવાદનો સાર છે.

ટુંકામાં, સાધુ પુરુષ પોતાના મનનો માલીક છે, ને મનનો માલીક છે તે દુનિયાનો માલીક છે. ઇચ્છાઓ એની છે, એ એની ઇચ્છાઓનો નથી. તેટલાજ માટે બીજાઓ એના છે, એ બીજાઓનો નથી.

---

## સદ્વર્તનનું બંધારણ—બાહ્ય વસ્તુઓને આધારે

સર્દ્વર્તનનું બંધારણ બે પ્રકારની વસ્તુઓથી સાધિત થાય છે; બાહ્ય ને આન્તર.

જે બાહ્ય વસ્તુઓ સદ્વર્તન સ્થાપવામાં સહાયભૂત થાય છે, તેમાં મુખ્યત્વે કરીને **ગૃહ, પુસ્તકો, સંસ્થાઓ, સમાજ,** ને **સોબતનો** સમાવેશ થાય છે. અમુક કુળમાં જન્મ, **વંશપરંપરાથી** મળતાં ચારિત્ર્યતત્ત્વો પણ સદ્વર્તનના બંધારણમાં અગત્યનો ભાગ લે છે. તે તત્ત્વ જન્મથીજ તેનું કાર્ય સાધી ચૂકયું હોય છે, ને તેવી રીતે બીજાં ગણાવ્યાં તે તત્ત્વોથી જુદું પડે છે.

**ગૃહ**:—મા, બાપ, ભાઈ, બહેન સગાંસંબંધી, ઓળખાણપીછાણનાં માણસો, અને ઘરના નોકરો, એ બધાં ચારિત્ર્યનું બંધારણ કરવામાં પોતાની થોડીવત્તી અસર કરે છે.

બાળક જન્મે છે ત્યારથીજ સૌથી વધારે સહવાસ તેને તેની માતાનો હોય છે, અને ત્યારથીજ તેની માતાની સારીનરસી વર્તણુકની છાપ પણ તેના પર પડે છે. એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એને કેળવણી કયારથી આપવા માંડવી ? એવો ઘણી વાર અજ્ઞાન લોકો પ્રશ્ન કરે છે, પણ તે પ્રશ્નમાં અર્થ-જ નથી. બાળક હસતુંરડતું થાય કે ત્યારથીજ એને કેળવણી અપાય છેજ.

જો દેશને સુધારવો હોય તો સ્ત્રીઓને કેળવો એમ **ને**પોલીઅનનું સૂત્ર હતું, તેનું આ સ્થળે સ્મરણ થાય છે. **ને**પોલીઅન મોટો લડવૈયો હતો. આખા યુરોપને પોતાને એકલે હાથે એણે એક વખત ધમધમાવી નાખ્યું હતું. એની પ્રકૃતિ ઘણી ઉગ્ર હતી. નિયમન શું તેનું એને ભાન નહોતું. છતાં પોતાના પર જે કાબુ એ રાખી શકતો તે એની માતા તરફના સંસ્કારને લીધે હતું. આથી વિરુદ્ધ જો અંગ્રેજી કવિ **બા**યરન જેવાનું જીવન જોશો તો શું માલમ પડશે ? **બા**યરનની મા એને વઢતી, ચીઢતી, ખીજવતી, એનામાં ખોડ છે એ વાત કહી સંભળાવી કુદરતી ખોડને માટે ટાણાં મારતી. ઘણી ગુસ્સે થતી ત્યારે **બા**યરન આગળ ને એની મા પાછળ એમ દોડાદોડ પણ થતી ને તેવી વખતે જે હાથમાં આવે—ચીપીઓ તો ચીપીઓ—તે દૂરથી ફેંકી તેને મારતી. આવી ચીઢકણી માતા બાળક પર શા પ્રકારના સંસ્કાર પાડે ? બાળક પણ ચીઢકણું થાય. તે મોટું થાય તોપણ નાનપણમાં બંધાએલું મનનું વલણ તેનું ચાલુ રહે, ને બીચારા **બા**યરનને તેમ થયુંજ હતું. **બા**યરન પોતે પોતાના એક કાવ્યમાં કબૂલ કરે છે કે, નાનપણમાં ક્રોધાદિને નિયમમાં રાખવાનું મને શિખવવામાં નહોતું આવ્યું, તેથી જીવનની મારી સરિતા મૂળથીજ ઝેરવાળી થઈ હતી.

ગૃહની અન્ય વ્યક્તિઓનો સહવાસ પણ તેવીજ રીતે અસર કરે છે. ફેર એટલોજ છે કે તે વ્યક્તિઓને બાળકની સાથે રહેવાના પ્રસંગ માતા કરતાં ઓછા હોય છે. જે ગૃહમાં માતા ચીઢકણી ને પિતા લઢકણો, ભાઈ-બહેન કજીઓકંકાસ કરનારાં ને અન્ય વ્યક્તિઓમાં પણ અનેક વ્યક્તિઓ તુરંગોથી અનિયમિત વર્તણુક રાખનારી હોય, ત્યાં બાળકનું કુમળું મન કેટલું બધું દૂષિત થાય તેનો ખ્યાલ પણ કરતાં આપણને જાણે ચકરી આવી જશે. પતિપત્ની વચ્ચે બોલાબોલી, ગાળાગાળી, લઢાલઢ—એવી વર્તણુક જ્યાં હોય, ત્યાં મા કે બાપ કે બન્ને, કોઈ પણ પ્રકારનું નિયમન બાળક પર રાખી શકે, એ આશા વ્યર્થજ છે. સદ્વર્તનના વૃક્ષનાં મૂળીઆમાં આ સ્થળોએ

ઝેરી પાણી રેડી તેનો ઉછેર કરવામાં આવે છે. ફળ ક્યાંથી મીઠાં થાય!

સમૃદ્ધિમાન્ લોકોનાં ઘરમાં નોકરચાકરો મારફતે બાળકનું ઘણુંખરૂં કામ કરાવવામાં આવે છે, એમાં અસ્વાભાવિક કશું નથી. પણ સાધારણ રીતેજ હલકા વર્ગના માણસોમાંના ઘણાખરા અશિષ્ટ હોય છે. તેમનું બોલવું, તેમનું વર્તવું ઉંચા સંસ્કાર તો ન પાડે તો ખેર! પણ ઘણી વાર કુટેવો પાડે તે વાત તરફ માબાપે સાવધાન રહેવું જોઈએ.

**પુસ્તકો**:—પુસ્તકોનું વાચન ચારિત્ર્યના બંધારણમાં અગત્યનો ભાગ લે છે. જેમ જેમ કેળવણી વધતી જાય છે, તેમ તેમ તેનું બળ વધતું જાય છે. સારાં પુસ્તકો સારી છાપ પાડે છે, નઠારાં નઠારી. જે કાર્ય પોતાના મિત્રથી પણ ન થઈ શકે તે કાર્ય પુસ્તકો કરે છે. લેખક વાચકને જે કંઈ કહે છે તે નિડરપણે કહે છે. વાચક રાય હો વા રંક હો, મિત્ર હો વા દુશ્મન હો, સ્ત્રી હો વા પુરુષ હો, ગમે તે હોય તેની દરકાર રાખ્યા વિના હમેશાં પોતાને જે કંઈ કહેવું હોય તે તે કહે છે.

ઈરૅસ્મસ પુસ્તકોને જીવનની જરૂરની વસ્તુઓ કહેતો, ને કપડાંને **મોજ-શોખ**ની વસ્તુઓ. હાલમાં પશ્ચિમના જડવાદની પ્રબળ અસરને લીધે બહુધા શું જોવામાં આવે છે, તે કહેવાની જરૂર છે? પુસ્તકવાચન તો માણસને વેદપાઠી અવ્યાવહારિક માણસ જેવો બનાવશે, તેમાં સુખની આશા નથી, વેપારરોજગાર, હરવુંફરવું, પહેરવુંઓઢવું એ તરફ લક્ષ વિશેષ હશે તોજ આધુનિક પ્રગતિમાં મઝા છે—એવું માનવું સાધારણ છે. ઘણા શિષ્ટ માણસો પણ સારાં સારાં પુસ્તકો તરફ પણ બિનદરકાર રહે છે. આ શોચનીય છે. જે માણસ જિંદગીની તકો અમૂલ્ય ગણે છે, ને જેને મન જિંદગી સારાં કૃત્યો કરવાને ને સારા વિચારો અનુભવવાને એક થાપણરૂપ છે, તે તો જુદીજ રીતે વર્તશે. મૃત્યુથી તે શી શી વસ્તુઓ ખોશે, એ સવાલના ઉત્તરમાં એક પ્રખ્યાત, પ્યુરિટન ધર્મપંથનો માણસ બૅક્સ્ટર, પુસ્તકોને ગણાવે છે. ઘણી વસ્તુઓના ભોગ મૃત્યુ આવે જશે, તે સાથે પુસ્તકોનું વાચન પણ જશે, એ વાત એને શોકનું કારણ હતું.

પુસ્તકો જાતજાતનાં હોય છે. પસંદગી સિવાયનું વાચન સારી વર્તણુક કેળવે એ ધારવું વ્યર્થ છે. સીધી કે આડકતરી રીતે નીતિનો બોધ આપનારાં પુસ્તકો હમેશ લાભ કરે છે. દરેક દેશના સાહિત્યમાં ફિલસુફી, કાવ્ય, ને ઇતિહાસનાં પુસ્તકો ઉત્તમમાં ઉત્તમ પુસ્તકો ગણી શકાય. પણ સાધારણ રીતે ને ખાસ કરી યુવકોને વાંચવાનો રસ વાર્તા, કલ્પિત વાર્તાનાં પુસ્તકોના વાચનમાં પડે છે. કલ્પિત વાર્તાઓ–જેને નવલકથા, એ ખોટા અર્થવાળા, છતાં રૂઢ થએલા શબ્દથી ઓળખવામાં આવે છે—અનેક રીતે હાનિકારક છે. બહુજ થોડી કલ્પિત વાર્તાઓ, નવલકથાઓ ઉચ્ચ નીતિની સ્થાપક ને પોષક હોય છે. વાચકને રસ પાડવો, ને સમાજનું સચોટ ચિત્ર આપવું, એ વાતજ નવલકથાકાર સાધારણ રીતે લક્ષમાં લે છે. નવલકથાનાં ચિત્રો આથી ઘણા આકર્ષક રંગોમાં ચીતરાયલાં હોય છે. નવલકથાનો વિષયજ જાણે એક હોય તેમ, મોટે ભાગે, યુવકયુવતીઓનો પ્રેમ, એ જોવામાં આવે છે. પોતાની ભાષાનાં પુસ્તકોને માટે ઇમર્સન કહે છે તેમ, **તે સુંદર હતી ને એ તેની સાથે પ્રેમમાં પડયો**–એવા સૂર પર તેમાં ગાયન ગવાયા કરે છે. વાચકને જે થાળી પીરસવામાં આવે છે, તે જરૂરના ને પોષક અન્નની નથી હોતી, પણ બધીજ જાણે **વી**રચંદને ત્યાંની મિઠાઈઓ હોય છે. અપવાદરૂપે સારી નવલકથાઓ પણ જડશે–"સરસ્વતીચંદ્ર", ઐતિહાસિક નવલકથાઓ ("ગુજરાતી"ની), અંગ્રેજીમાં મેરી કોરેલીની નવલકથાઓ ઇત્યાદિ. પણ તે અપવાદરૂપેજ, ને તેના વાચકોની સંખ્યા પણ કંઈક ઓછીજ હોય છે.

**સંસ્થાઓ**:—ચારિત્ર્યનું બંધારણ માણસ જે સંસ્થાઓમાં કેળવાયો હોય તેના પર પણ આધારભૂત છે. સંસ્થાઓમાં જાતજાતની સંસ્થાઓ આવી શકે; શાળાઓ, કૉલેજો, આશ્રમો, મુખ્ય.

પ્રાચીન સમયમાં શિષ્ય ગુરુને ઘેર અભ્યાસ કરવા જતો ને ત્યાં રહેતો, તેથી ગુરુની નીતિની છાપ એના પર પડતીજ. હાલની શિક્ષણસંસ્થા-

ઓમાં આવી રીતે અસર થવી અશક્ય છે. શાળાઓમાં કલાકે કલાકે શિક્ષક બદલાય ત્યાં ગાઢ સંબંધ ક્યાંથી થાય? નીતિના બંધારણ પર આ સંજોગમાં શિક્ષક કેટલી અસર કરી શકે?

તોપણ જે શાળાઓમાં છાત્રાલયો હોય છે, તેમાં વિશેષ લાભ મળવાનો સંભવ રહે છે ખરો. છાત્રાલયોમાં શિષ્યો દેખરેખ રાખનાર શિક્ષક સાથે ઘણા સંબંધમાં આવે છે ને જો તે શિક્ષક કાળજીપૂર્વક પોતાની ફરજ અદા કરે તો છાત્રાલયનો હેતુ સધાય. બાકી છાત્રાલયમાં રહેવામાં વર્તન બગડવાનો સંભવ પણ છે, ને તે જેવોતેવો નથી. શિષ્યો છાત્રાલયમાં રહેવાનું પસંદ કરે છે, તેનું કારણ ઘણુંખરૂં તેમને સ્વતંત્ર જીવન મળે છે તે છે. છાત્રાલયમાં માબાપ કે સગાંસંબંધીનો દાબ હોઈ શકે નહિ. એક જાતના કૌટુમ્બિક ને સામાજિક બંધનોના પિંજરામાંથી છૂટયા હોય એમ શિષ્યોને લાગે છે. પહેરવેશ, ખરચ, જીવનની અનેક ટેવો, એ બધાંને વિષે તેઓ અંકુશરહિત બની જાય છે, ને દેખાદેખીથી પહેરવાઓઢવામાં, ખાવાપીવામાં, મોજશોખમાં ગુલતાન સહેલાઇથી બની જાય છે. અંકુશ માત્ર તેમના પર દેખરેખ રાખનારનોજ હોય છે. તે શિક્ષક જો કાળજી રાખે તો આમાંથી કશાંનો ભય નથી, પણ માબાપ જેટલી દરકાર શિક્ષક આજના સમયમાં રાખે એ બહુ સંભવિત નથી ને ઘણુંખરૂં નથીજ રાખતો, રાખે તો તે આદર્શશિક્ષક ને પૂજનીય શિક્ષકજ ગણાય.

આશ્રમો ને સદનો તરફ નજર કરો. દરેક સમાજમાં દોષો હોય છે તે પ્રમાણે હિંદુસમાજમાં પણ છે. વૈધવ્ય ને તે સ્થિતિની દુઃખજનકતા વિષે આપણા શાસ્ત્રકારોએ ને સમાજે સ્ત્રીજાતિને પૂરતો ન્યાય આપ્યો હોય, એમ ઘણાને નહિ લાગે. એ દુઃખજનકતા, પરાધીનતા દૂર કરવાના હેતુથી આધુનિક સમયમાં વિધવાઓ માટે આશ્રમો સ્થપાય છે. આશ્રમોની સંસ્થા જેમ વિધવાઓને પોતાના જીવનગાળાનાં સાધનોની સગવડ કરી આપવાનો ઉદ્દેશ રાખે છે તેમ તેમનાં ચારિત્ર્યની શુદ્ધતા જાળવી રાખવા

પણ ઉદ્દેશ ધરાવે છે, ને તે યોગ્ય રીતે. ઉત્તમ ઉપદેશકોનાં નીતિસૂત્રો ને જીવનના સહવાસથી આ સંસ્થાને ઉત્તમમાં ઉત્તમ સંસ્થા બનાવી શકાય. મંડળના નેતા કોણ છે, તેનું જીવન કેવા પ્રકારનું છે, મંડળમાં દાખલ થનારી વિધવાઓનું જીવન કેવા પ્રકારનું બનાવવામાં આવે છે—એ બધી બાબતો આશ્રમનિવાસી વિધવાઓના વર્તન પર અસર કરશે.

**સમાજ ને સોબતઃ**—સદ્વર્તનનાં બંધારણનાં એ બે બાહ્ય સાધનોમાં ત્રણી વસ્તુઓનો સમાવેશ થાય છે. મુખ્યત્વે કરીને સમાજની સાધારણ પરિસ્થિતિ, સમાજનાં રમતગમતનાં સાધનો, આનંદનાં સાધનો, નાટકો, સિનેમેટોગ્રાફ઼ ઇત્યાદિ, પતિ, પત્ની, મિત્ર—એ સર્વ વિષે આપણું ધ્યાન ખેંચાય છે.

મનુષ્ય સમાજ સિવાય મનુષ્યજ નથી. એ એક સામાજિક પ્રાણી છે. એનું જીવન સમાજમાંજ છે. તો તે સમાજ સારોનઠારો હોય તે પ્રમાણે એનું જીવન પણ તેવું થશેજ.

સમાજની ઝીણી ઝીણી બાબતો પણ એના જીવનમાં પ્રતિબિમ્બિત થશેજ. તેનાં રમતગમત ને આનંદનાં સાધનો તો બહુજ ખુલ્લી રીતે તે થોડા સમયમાં વ્યક્તિઓ પર સત્તા મેળવી શકે છે. આ સંબંધમાં હાલના સમયમાં નાટકો ને સિનેમેટોગ્રાફ઼ો વિષે આપણને અવશ્ય વિચાર આવશે. નાટકો ને સિનેમેટોગ્રાફ઼ોમાં આદર્શો થોડા ને દોષો વધારે, ને તે પણ બહુ ખુલ્લી રીતે ચીતરવામાં આવે છે. પ્રેક્ષક નીતિ કરતાં અનીતિ શીખી જવાનો સંભવ વધારે રહે છે. જેમ નવલકથા વિષે તેમ નાટકો વિષે પણ કહી શકાય. ઉત્તમ નાટક લખવામાં ને ભજવવામાં ઉત્તમ કલાની જરૂર છે, પણ અહીં તો ઉત્તમ કલા એટલે જે કલા ગાયનો ને ભાષણો "વન્સ મોર" કરાવવામાં ફલીભૂત થાય તે, એવી જ્યાંસુધી લેખકોની ભાવના હોય, ત્યાંસુધી સુધારો દેખીતી રીતે ને જલદીથી થવો અશક્ય છે.

આપણા આધુનિક સમાજને જે જે આદર્શો આવશ્યક છે તે આદર્શો ચિતરનારાં કેટલાં નાટકો તમે ગુજરાતીમાં ગણાવી શકશો ? દિલગીરી સાથે કહેવું પડશે કે એકે નહિ.

સિનેમેટોગ્રાફોની મદદથી જ્ઞાન રસિક કરી શકાય, પણ સિનેમેટોગ્રાફ-કંપનીઓ કંઈ પ્રજાને જ્ઞાન આપવા માગતી નથી. તેમનો ઉદ્દેશ માત્ર પૈસા કમાવાનો હોય છે, પણ તેમ કરવામાં સમાજને અરુચિકર ને પ્રેક્ષકની વર્તણુક પર ખોટી અસર કરે એવાં ચિત્રો તો વર્જ્ય ગણાવવાંજ જોઈએ. વસ્તુસ્થિતિ એ છે કે, સિનેમેટોગ્રાફના દેખાવો મારામારી, દોડાદોડી, સ્ત્રીપુરુષના છાના પ્રેમપ્રસંગો, કાવત્રાં ને અનીતિનાં આચરણોના દેખાવોથી આકર્ષક વધારે કરવામાં આવે છે. ઐતિહાસિક ને ઉત્તમ ચિત્રો કોઈ કોઈ કંપનીમાં ને તે ક્વચિત્ જ જોવામાં આવે છે.

સમાજમાં સૌથી વધારે ગાઢ સંબંધ પતિપત્નીનો, પત્નીપતિનો, મિત્ર-મિત્રનો. સ્વભાવ ને કેળવણીના સરખાપણા વિના એક બીજાની વર્તણુક પર ઉત્તમ અસર આ સંબંધમાં થવી ઘણી અઘરી છે. જે દેશમાં શારીરિક સાથે માનસિક કજોડાંઓ હોય તે દેશમાં પતિપત્નીના સંબંધ આદર્શભૂત ક્યાંથી હોય ? **અજ** વિલાપ કરે છે ત્યારે પોતાની પત્નીને વિષે—**गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ**—એવો ઉત્તમ વિચાર દર્શાવે છે. જે સ્ત્રી પતિની મન્ત્રી ને સખી છે તે સ્ત્રીની છાયાવાળું ઘર દુઃખ કે અનીતિથી કદાપિ મુશીબતમાં આવે એ વાત અશક્ય છે. પણ અહીં કેટલી સ્ત્રીઓ મન્ત્રી ને સખીપદ ભોગવે છે, કેટલા પતિઓ પણ મન્ત્રી ને મિત્રનું પદ ભોગવે છે !

મિત્રનું પદ તદ્દનજ નિરાળું છે. કોઈ પણ સગુંસંબંધી કે કોઈપણ અધિકારી જે કામ ન કરી શકે તે કામ મિત્ર કરી શકે છે. મિત્ર આગળ માણસ સુખે ને અંકુશ રાખ્યા વિના પોતાનું હૃદય ખોલે છે. મિત્ર મિત્રના

દોષ સૌથી પહેલા જોઈ શકે છે. તે પ્રસંગે સારો મિત્ર પોતાના ધન્ય અધિકારની પવિત્ર ફરજ જો બજાવી શકે છે તો અન્યનું જીવિત સદાને માટે સુધારી શકે છે. પ્રખ્યાત અંગ્રેજી લેખક ડૉ. પેલી કૉલેજમાં હતો ત્યારથીજ ઘણો ચંચળ હતો, તોપણ તે સમયે તે આળસુ, ઉડાઉ, ને અનીતિમાન્ જીવન તરફ દોરવાતો હતો. એક મિત્ર, એનો ખરો મિત્ર, એક દિવસે એની પાસે ગયો, ને એને શિખામણમાં માત્ર એટલુંજ તેણે કહ્યું:–"પેલી ! તારા વિચારમાં મને રાત્રે ઊંઘ નથી આવી, તું કેવો મૂર્ખ છે તેનો હું વિચાર કર્યા કરું છું ! દુરાચરણનાં મારી પાસે સાધન છે, ને હું આળસુ રહું તો મને પરવડે તેમ છે; **તું** ગરીબ છે ને તને તે પરવડે તેમ નથી. અજમાવું તોપણ હું ઘણું કરીને કશું કરી શકું તેમ નથી: (કારણ કે મારૂં વર્તન સારૂં બંધાઈ ચૂક્યું છે.) **તું** ગમે તે કરી શકે તેમ છે. **આખી રાત તારી મૂર્ખાઇ વિષેના વિચારમાં મેં નિદ્રા વિનાની કાઢી છે, ને હવે હું તને ગંભીરતાથી ચેતવણી આપવા આવ્યો છું.** ખચીત જો તારા આળસુ જીવનમાં તું મચ્યો રહીશ, ને આવી રીતે ચલાવ્યા કરીશ, **તો મારે તારી સોબતનો તદ્દન ત્યાગ કરવો પડશે.**" તેજ ક્ષણથી પેલી બદલાઈ ગયો. જેને આવો મિત્ર મળે તેને દુનિયામાં ઈશ્વર મળ્યો એમ તેણે પોતાનું અહોભાગ્ય માનવું. બાકી "વાહ વાહ" કરનારા, ખુશામતીઆ, ને ઉપલકીઆ મિત્રોની તો શી ખોટ છે ! એવા મિત્રો ન હોય તે બહેતર છે, તેઓ માત્ર હાનિજ કરી શકેશે.

**વંશપરંપરાનાં તત્ત્વ:**—આધુનિક વિજ્ઞાન ને તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તો પ્રમાણે ચારિત્ર્યના બંધારણ પર વંશપરંપરાનાં તત્ત્વોની સબળ અસર થાય છે. જન્મથીજ કોઈ બાળક ચપળતા ને સાધુતા તરફનાં વળણો લઈને આવે છે, ને જન્મથીજ કોઈ બાળક મંદતા ને અસાધુતા તરફનાં વળણો લઈને આવે છે. એ વળણો દબાવી શકાય કે ખિલવી શકાય ખરાં, પણ આ કેળવણીનું કામ છે. સ્વ. ગોવર્ધનરામ "સરસ્વતીચંદ્ર"માં એમ મત

દર્શાવે છે કે બાળક માતાના ગર્ભમાં હોય છે, ત્યારથી તેની ભાવિ વર્તણુકના સંસ્કારો તેના પર પડવા માંડે છે. જેમ માતાના તેમ પિતાના આગળ પડતા ગુણો દરેક બાળકને જન્મથીજ વારસારૂપે પ્રાપ્ત થાય છે. આ ગુણોથી ચારિત્ર્ય પર થતી અસર, ને ઉપર બીજાં બધાં તત્ત્વોથી મેળવાતી અસરમાં ફેર એ છે, કે તે બધી થોડેવત્તે અંશે માણસના હાથની વાત છે, ને આ-જન્મથી મળતા ગુણોની અસર, તેના હાથની વાત નથી. છતાં પણ આ તત્ત્વ ઘણું અગત્યનું ગણી શકાય.

---

## સદ્વર્તનનું બંધારણ—આન્તર તત્ત્વોને આધારે

સદ્વર્તનના બંધારણની પોષક આંતર વસ્તુઓમાંની એત્રણ તરફ ખાસ લક્ષ આપવું ઘટે છે: ટેવ, કામ, આત્મપરીક્ષણ.

**ટેવ**:—દુનિયા માત્ર ટેવની ગુલામ છે. ટેવ એ સર્વવ્યાપક છે. ટેવ સર્વવ્યાપક છે એમ જ્યારે કહેવામાં આવે છે, ત્યારે ટેવનો અર્થ ઘણો વિસ્તીર્ણ લેવામાં આવે છે. કુદરતના નિયમો, એ પણ કુદરતની ટેવોજ છે, જોકે જ્ઞાન વિના બંધાયલા નિયમોને આપણે સાધારણ રીતે ટેવના નામથી ઓળખતા નથી. નિર્જીવ તેમજ સજીવ વસ્તુઓમાં ટેવનું બળ જબરૂં છે. તમારા કોટ ને બદનમાં પણ ટેવ છે. જે અમુક વળાટ તેમાં છે તે તેની ટેવ છે. પહેલી વખતે તે આણવો અઘરો પડશે, પણ પછીથી તે કાર્ય ઘણું સહેલું થઈ જાય છે. તમારી કલમમાં પણ ટેવ છે; તેટલાજ માટે નવી કલમના કરતાં વાપરેલી કલમ વધારે જલદીથી કામ આપી શકે છે. એ ટેવ પડવાનું કારણ દેખીતું છે: જે વસ્તુમાં ટેવ પડે છે તે વસ્તુનો પદાર્થ, છેક કઠણ નહિ, છેક નરમ નહિ, એવો કઠણ નહિ કે બીજો કોઈ પણ પદાર્થ તે પર કોઈ પ્રકારનું દબાણ કરી ન શકે, એવો નરમ નહિ કે બીજા પદાર્થનું દબાણ થઈજ ન શકે, એવો છે. માનસિક ટેવો પણ આજ

નિયમથી સમજાવી શકાય છે. મગજના પદાર્થ પર જે શારીરિક છાપો પડે છે—લોહી ને જ્ઞાનતંતુઓ પર જે અસર થાય છે તે નાશ નથી પામતી, પણ મસ્તકના પદાર્થમાં રહે છે, ને તેજ ટેવ છે.

કુદરતના નિયમોનો ભંગ થાય તો ટેવનો ભંગ થાય. કેળવણીમાં તેટલાજ માટે સારી ટેવો કેળવવાની આવશ્યકતા ઘણી જબરી છે. પ્લેટોને માટે એમ કહેવાય છે કે એક વખત નાદાન રમત ખેલનાર કોઈ છોકરાને એણે ઠપકો આપ્યો, ત્યારે તે છોકરાએ એને કહ્યું, " તું મને નજીવી વસ્તુને માટે ઠપકો આપે છે. " પ્લેટોએ ઉત્તર આપ્યો: " પણ ટેવ તે કંઈ નજીવી વસ્તુ નથી. " ટેવના બળને વિષે ઘણી વાર એક હાસ્યજનક બનાવ તરફ લક્ષ દોરવામાં આવે છે. એક કસાયલા સોલ્જરને વિષે એવી વાત છે કે, એક વખતે તે પોતાનું ખાણું હાથમાં લઈને જતો હતો. તેવામાં એક ટીખળી મિત્રે એની મશ્કરી કરી: " Attention ", "સાવધાન"—એવો કવાયતનો શબ્દ એ મોટે ઘાંટે બોલ્યો. તેનીજ સાથે પેલા સોલ્જરના હાથ નીચે ગયા ને પગ સાથે ચપ્પટ થયા, કારણ કે કવાયતમાં "સાવધાન " કહે કે આ પ્રમાણે શરીરની સ્થિતિ રાખવી જોઈએ. કવાયત તે સોલ્જરની રગેરગમાં ઉતરી ગઈ હતી. એટલે સુધી કે અત્યારે તેના હાથમાં ખાણું છે તેનું તેને ભાન પણ ન રહ્યું. મશ્કરી પૂરી થઈ, ખાણું ભોંય પર પડ્યું, કવાયત બરાબર થઈ. ટેવનું કેટલું સામ્રાજ્ય !

આ પ્રમાણે ટેવનું બળ બહુજ જબરૂં છે. તેથી જેણે સારી ટેવો પાડી હશે તેને જીવનની સારી વસ્તુઓ સહેલથી પ્રાપ્ત થશે, નઠારી પાડી હશે તેને તે બહુ વિકટ પડશે. દરેક સારી ટેવ દરેક મિત્ર સમાન છે. દરેક નઠારી ટેવ દરેક દુશ્મન સમાન છે. બહારના દુશ્મનોને જીતી શકાય, પણ અંદરના દુશ્મનોનો પરાજય અશકય છે. તમે ઇચ્છો કે ન ઇચ્છો તોપણ તમારા દરેક કૃત્યની છાપ તમારા મગજના તંતુઓ પર પડે છે, ને તે એવી તો જબરી હોય છે કે તે ભુસી નાખવી એ કામ ઘણુંજ અઘરૂં

છે. યુવાવસ્થાનો સમય નવી ટેવો ગ્રહણ કરવાનો સમય છે. જેટલી સારી ટેવો તે સમયે ગ્રહણ કરવામાં આવી હોય છે તેટલું જીવનનું કાર્ય સહેલું થાય છે. સારી ટેવવાળા માણસની શક્તિ નજીવી બાબતોમાં લક્ષ આપવામાં ન રોકાયાથી સારી બાબતો તરફ લક્ષ આપવાનું કામ તેને સહેલું થઈ પડે છે. જે માણસને વહેલા ઉઠવાની ટેવ હોય છે, જે માણસને સાચું બોલવાની ટેવ હોય છે, જે માણસને ગુણ ગ્રહણ કરવાની ટેવ હોય છે તેને નજીવી બાબતોના વિચારજ કરવા પડતા નથી. વહેલો ઉઠું કે મોડો? સાચું બોલું તો લાભ કે હાનિ? શું કરવું? ઇત્યાદિ વિકલ્પો, ઇત્યાદિ પ્રશ્નો તેને મન જાણે છેજ નહિ. તે તરફ તેનું લક્ષજ નહિ જાય. તે તે સારી વસ્તુઓ થઈજ ચાલી જશે ને તેથી તેની શક્તિનો દુર્વ્યય થતો અટકશે; સદ્દ્વ્યયને માટે તેને વધારે અવકાશ રહેશે.

સારી ટેવો પાડવી કેવી રીતે? એ વ્યાવહારિક પ્રશ્નનું નિરાકરણ માનસશાસ્ત્ર સરલતાથી કરે છે. એ વિષે ત્રણ નિયમો અગત્યના ગણી શકાય. પ્રથમ નિયમ એ છે કે નવી ટેવ પાડવી હોય કે જુની ટેવ તજવી હોય તો તે માટેનો આપણો શરૂઆતનોજ પ્રયાસ જેટલો બને તેટલો જબરો કરવો: પહેલો મારે તે કદી ન હારે, એ સૂત્ર અહીં પણ ખરૂં છે. દાખલા તરીકે વહેલા ઉઠવાની જેણે ટેવ પાડવી હોય તેણે તે વિષે નિશ્ચય કર્યા પછી તે નિશ્ચય અમલમાં મુકાય તે માટેનો પહેલોજ પ્રયત્ન બહુજ જબરો કરવો જોઈએ. દરેકે દરેક બાબત, બનતી બધી બાબતો એ નિશ્ચય અમલમાં આણવાને સહાયક થાય તેમ કાળજી રાખવી જોઈએ. રાત્રે વહેલા સુઓ, ઘડીઆળને એલારમચાવી આપો, તમારા ભાઈ બહેન સંબંધી જે કોઈ વહેલું ઉઠનાર હોય ને તમારામાં હિત લેનાર હોય તેને કહી રાખો કે તમને મદદ કરે, તમે જેના તરફ માનથી જોતા હો એવા સ્નેહી કે મિત્ર આગળ તમારો નિશ્ચય જરૂર હોય તો જાહેર કરો કે જેથી જો તે તૂટે તો તમારે શરમાવું પડે, આમ તમારા નિશ્ચયને અનેક સહાયક બળોથી વીંટી

દો, ને પછી જુઓ કે તમે વહેલા ઊઠો છો કે નહિઃ જુઓ કે ટેવનું બીજ પહેલેજ દિવસે રોપાય છે કે નહિ.

બીજો નિયમ એ છે કે જ્યાંસુધી ટેવ બળવાન્ થઈ નથી, ત્યાંસુધી તેનામાં અપવાદ કદાપિ ઘુસવા ન દેશો. એક અપવાદ થયો કે કર્યું બહુધા ન કર્યું થવાનું. ઘણા માણસો ચહા ન પીવી એવો નિશ્ચય કરી તે પ્રમાણે જુની ટેવ મૂકી દઈ નવી ટેવ પાડવાનો પ્રયત્ન કરે છે. પણ તેમાંનાં ઘણાંકો તેમ નથી કરી શકતા તેનું એક પ્રબળ કારણ આ છે. આજે ચહા ન પીધી, કાલે ન પીધી એમ બે ચાર પાંચ દિવસ ચલાવ્યું. છઠ્ઠે દહાડે માથું દુખ્યું કે શરદી થઈ કે કોઈ મિત્ર આવ્યો, વિચાર કર્યો, "હશે ! અપવાદ તરીકે આજનોજ દિવસ પીશું, ક્યાં રોજ પીવી છે? આ કંઈ તે પીવા ખાતર પીધી ન ગણાય." ગરીબ બિચારો માણસ ! ભલે તે ન ગણે ને રાજી થાયઃ ઈશ્વર તેને મદદ કરે ! પણ કુદરત તે ગણે છે. એના મગજનાં તંતુઓ તે ગણે છે, ગુપ્તમાં પણ ગુપ્ત રીતે તે વાત નોંધાય છેજ, ને સાતમે દિવસે—હા ! સાતમે દિવસે એની ટેવ નબળી પડેલી જણાય છે. બેચાર વાર આમ થયું તો અનેક વારના પ્રયત્નો નક્કી ભુસાઈ જવાનાજ.

ત્રીજો નિયમ એ છે કે નિશ્ચય કર્યા પછી તેને પછીને **પહેલેજ** પ્રસંગે અમલમાં મુકવો, જો તેમ બને તેમ ન હોય તો નિશ્ચય મોડો કરવો. આ વાત તદ્દન સ્ફુટ છે.

**કામઃ**—કામ પ્રત્યે પ્રેમ, કોઈ જાતના ઉદ્યમ પ્રત્યે પ્રેમ એ વાત ટેવના વિષયમાં આવી જાય છે. છતાં તેને વિષે ખાસ ભાર મુકવો હું આવશ્યક ધારૂં છું. જે માણસ હમેશ ઉદ્યુક્ત રહેશે તેને નિંદા કે અવગણના કરવાનો સમયજ નહિ મળે, અને એટલું સ્વાભાવિક છે કે માણસનું મન જો સારા વિચારોમાં ઉદ્યુક્ત નહિ રહે તો નઠારા વિચારો તો અવશ્યે તેને આવવાનાજ. **आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः** આળ-

સના જેવો મોટો દુશ્મન માણસને બીજો કોઈ નથી. મહાન્ એલેકઝેન્ડર ઘણી વાર કહેતો કે, મારૂં મર્ત્યત્વ હું ખાસ કરીને એ વસ્તુઓમાં જોઉં છું–નિદ્રા ને વિષયવાસના. અક્ષરે અક્ષર આ વચન ખરૂં છે. ઉદ્યોગી પુરૂષનું વર્તન બગડવાનો સંભવ ઓછો છે, કારણ તેને માટે તેને વખતજ નહિ મળે.

**આત્મપરીક્ષણઃ**–આત્મપરીક્ષણથી થતા લાભ પણ અમૂલ્ય છે. મનુષ્ય કંઈ એક સાધારણ પ્રાણી નથી. પરમેશ્વરે એને બુદ્ધિ આપી છે, બુદ્ધિનો સદુપયોગ કરે તો અવશ્યે એની વર્તણુક પણ સારી થવીજ જોઈએ. પાઈથાગોરસીઅન ફિલસુફો પોતાના જીવનનિયમોમાં એક નિયમ એ ગણાવતા હતા કે રોજ રાત્રે માણુસે દિવસે કરેલાં કૃત્યોનું પરીક્ષણ કરવાથી માણુસ જાતેજ પોતાની ભૂલ સમજી શકશે, ને જે ભૂલ માણુસ પોતે પોતાની મેળે સમજશે તે ભૂલમાંથી સુધરવાને, તેમાંથી બચવાને એ બનતા પ્રયત્ન કરશેજ. એટલુંજ કે સત્ય **જ્ઞાન** તેને થવું જોઈએ. બિલ્વમંગળ સુરદાસ શાથી સુધર્યો? તેની અનીતિના સાક્ષાત્કારથી. આ સાક્ષાત્કાર, આ ભાન, અનીતિમાન્ માણસને પણ અનીતિ કરતી વખતનો આવેશ જ્યારે નથી હોતો ત્યારે જરા આત્મમનન, એક જરાજ આત્મપરીક્ષણથી પણ કંઈ નજ થાય તેમ નથી, ને થાય તો તરત નહિ તો કોઈ સમયે પણ સુધારો શક્ય બને છે એ વાત નિઃસંદેહ લાગે છે.

---

## હિંમત

કેટલીક વાર હિંમત વિના હિંમતનાં કામો થઈ શકે છે. થોડાંક વર્ષ પહેલાં હું જ્યારે પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના મકાનમાં રહેતો હતો, ત્યારે પ્રાર્થનાસમાજના મંદિરની પાછળ એક મધ્ય રાત્રે એક ઘાંચીનું ખુન થયું હતું. તે ખુન દ્રવ્યને લોભે કરવામાં આવ્યું હતું. ખુનીઓ ગભરાટથી પાછા નાસી જતા હતા તેમાંથી એક જણ પ્રાર્થનાસમાજના મંદિર આગળ-

ની પગથી પરથી દોડયો જતો હતો. તે ટ્રેનિંગ કૉલેજના પગીના જોવામાં આવ્યું. તેણે તે માણસને દોડતો જોયો તેથી ટોકયો. તેને ખબર નહોતી કે જે દોડનારે ખુન કરેલું હતું તે કોઈ રીતનો ગુન્હેગાર હતો. માત્ર શક પડવાથીજ તેણે તેને ટોકયો. જવાબ ન મળતાં તેણે તેને અટકાવવા પ્રયત્ન કર્યો, છતાં તે દોડયો જતો હતો. તેથી પગીએ તેના પગ પર ડાંગ મારી. દોડનાર ત્યાંજ પડયો ને પકડાયો, અને એ પકડાયો તેને લીધે બીજા બે ગુન્હેગારો પણ પકડાયા. પણ માલમ પડયું કે ગુન્હેગાર ખુની હતો ને જાતનો **કાબુલી** હતો કે તેનીજ સાથે પેલા પગીની બહાદુરી તેને ભારે પડવા માંડી. તેણે દોડનારને કાબુલી જાણ્યો હોત તો તે પોતે તેનાથી બહુજ દૂર રહેત એમાં સંશય નથી, કારણ તેના બહાદુરીના કૃત્ય પછી તેને તાવ આવવા માંડયો, ગભરામણ થવા માંડી, રાત્રે બીક લાગવા માંડી, ને અન્તે ઘણા મહીના પછી કાબુલીઓનીજ દહેસતથી ઉત્પન્ન થએલા તાવને લીધે તે મૃત્યુ પામ્યો. આ હિંમતને ભાગ્યેજ કોઈ હિંમત કહેશે. એ હિંમત અજાણતાં હિંમત બની હતી. એ હિંમતનો માત્ર દેખાવ હતો.

ખરી હિંમતના કૃત્યમાં હિંમતના પ્રસંગનું પૂરેપૂરૂં ભાન હોવું જોઈએ, ને હોય છેજ. ભયનો પ્રસંગ જાણવો છતાં તે માટે આપણે પૂરતા બળવાન્ છીએ એવું જ્ઞાન ધરાવવું તેનું નામ હિંમત છે. જે બળહીન હોય કે પ્રમાણમાં ઓછું બળ ધરાવતો હોય, છતાં છાતીનો આગ્રો બની ભયને સામો થાય તે સાહસી કે છાતીનો આગ્રો કહેવાયઃ સાહસ કંઈ હિંમત નથી. જે બળવાન્ હોય કે પ્રમાણમાં વધારે બળ ધરાવતો હોય છતાં ભયથી દબાઈ જાય તે ભીરુ કહેવાયઃ ભીરુત્વ કંઈ હિંમત નથી. સાહસ ને ભીરુત્વની બન્નેની વચ્ચેનું સ્થાન હિંમતનો ગુણ લે છે, માટે તે સદ્‌ગુણ છે એમ ઍરિસ્ટોટલની આ વિષે સમજુતી છે. સદ્‌ગુણ એ એને મતે બે દુર્ગુણોની વચ્ચેનો માર્ગ છે, બે પ્રકારની અવધિઓ—થોડાવત્તાની અવધિઓ—ની વચ્ચેનું તત્ત્વ તે સદ્‌ગુણનું તત્ત્વ છે. માણસો ભીરુત્વ કરતાં સાહસની અવધિ

ઘણી ઓછી વાર પકડે છે, ને તેથી હિંમત જેને પ્રાપ્ત કરવી હોય તેણે બીકણપણાના દુર્ગુણની સામે વિજય મેળવવો જોઈએ.

આ વિજય કેવી રીતે પ્રાપ્ત થાય? હિંમત કેવી રીતે મેળવી શકાય? **જ્ઞાનથી, સહવાસથી, ને ટેવથી.**

જે ભય સામે આપણે ટકવું હોય તેની બરોબરી પ્રાપ્ત કરવી એટલે હિંમત મળશેજ. પણ તે બરોબરી કેવી રીતે મેળવાય? તે માટે પહેલો રસ્તો જ્ઞાન ધરાવવાનો છે. ભયનો પ્રસંગ કેવો છે તેનું જ્ઞાન ધરાવ્યાથી ભય ઘણી વાર નાશ થાય છે. મોટામાં મોટો ભય આભાસથી ઉત્પન્ન થાય છે. સામા લશ્કરનું બળ કેટલું છે તેનું પુરતું જ્ઞાન હોય ને તે બળ કેવું છે તે પણ જાણમાં હોય તો મોટા ભાગની દહેસત તો નાશ પામશેજ. હાથોહાથની લડાઈમાં પણ તેવુંજ છે. કાબુલી! માર્યા, એના નામથીજ ઘણાકોને ત્રાસ વછુટે છે. પણ જેની સાથે લઢવાનો પ્રસંગ હોય તે કેટલો બળવાન્ છે, તેની પાસે હથીઆર છે કે નહિ, આપણા ને તેના બળમાં કેટલો તફાવત હોવા સંભવ છે તે બધા વિષે આપણી પાસે જ્ઞાન હોય તો એ નામનો ત્રાસ ઘણી વાર નાસી જાય.

સહવાસ ને ટેવ, એ બેનું બળ પણ માણસને હિંમતવાન બનાવવામાં જબરૂં સ્થાન લે છે.

ઘણી વાર તો કલ્પનાઓને બળે માણસ નાહિંમત બને છે. હવે કેમ થવાનું—એ વિચારજ માણસને નામરદ બનાવી દે છે. જંગલમાં કદાચ વાઘ જેવું પ્રાણી મળ્યું હોય ને માણસ જો બીધો ને નાઠો તો એ વહેલો મરવાનો; હિંમત રાખી જો તે પ્રાણીને પોતાની નજરથી દબાવવા પ્રયત્ન કરશે તો બચવાનો સંભવ રહેશે. સાધારણ કુતરાઓના સંબંધમાં પણ આવું માલૂમ પડે છે. જે માણસ ભસતા કુતરાથી નાસે છે તેને તે કુતરો કરડવા જાય છે, પણ જે તેના સામો થાય છે કે હિંમતભર્યાં પગલાંથી ચાલ્યો જાય છે તેને તે કશું કરી શકતો નથી.

તેટલા માટે જેને કલ્પનાઓ ઓછી હોય તેને ડર પણ ઓછો રહે-વાનો સંભવ રહે છે. નસ્તર મુકાવતાં દરદી બહુજ બીહે છે ને ઘણી વાર તો કાપ મુકાયા પહેલાં તેને દુઃખ થાય છે, તેનું કારણ પણ એજ છે કે તે કલ્પના કરે છે. એટલુંજ નહિ પણ જેને નસ્તર મુકવામાં આવે તેના કરતાં તેની સાથેના અન્ય માણસોને કેટલીક વાર વધારે દુઃખ થાય છે, તેનું કારણ એજ છે કે તેઓ કલ્પના કરે છે. **દુઃખ, દુઃખની કલ્પનામાં વધારે છે; દુઃખ સહન કરવું એટલું બધું અઘરૂં નથી.** તેમાં પણ મોટાં ને ભારેમાં ભારે દુઃખોને માટે તો ખાસ આમ છે. ઈશ્વરે શરીર-રચનામાં એવી ખુબી વાપરેલી છે કે શારીરિક દુઃખ તલસ્પર્શી છે; ચામડી ને શરીરના છેડાના ભાગોમાંજ તે બહુધા વસે છે. ખરૂંજ છે કે અતિદુઃખી-આને દુઃખ નહિ. ઘણું દુઃખ તે ખરેખરજ દુઃખ નથી; તે વિષે માણસને જ્ઞાનજ રહેતું નથી. દુઃખ જો માણસને ઉંડું દાખલ થયું તો કુદરતનાં અજબ નિયમને આધારે માણસ ભાન વિનાનો બની જાય છે. શૂરાતનનું ગંભીરમાં ગંભીર દુઃખ સહનકરનાર માણસને જે કંઈ દુઃખ થાય છે તેના કરતાં તે કૃત્ય જોનારને વધારે દુઃખ થાય છે. કોઈ માણસ ગાડી તળે છુંદાઈ મરી જાય, તો તેને દુઃખ થાય તેના કરતાં તેની સ્થિતિ જોનારાઓને વધારે દુઃખ થાય. વળી અલૌકિક શૂરાતન—અસંભવિત જેવું શૂરાતન શકય છે ને બહુ વિરલ છે તેનું કારણ પણ આમાંજ મળી આવશે. પતિના શબની સાથે ચિતા પર ચઢનાર સતી સ્ત્રીઓનાં કે સત્યને ખાતર જીવનું પણ અર્પણ કરનાર વીર પુરુષોનાં પીડનો દુનિયાને બહુજ વિકટ લાગે છે, પણ તેમને સહેલથી શકય બને છે, તેનું કારણ હવે સમજી શકાશે. સતી સ્ત્રીઓ કે આવા વીર પુરુષો પોતાના આદર્શોનોજ વિચાર કરે છે; તે વિચાર તેમને એવો બળવાન્ હોય છે કે અન્ય વિચારને માટે કે કોઈ પણ જાતની કલ્પનાને માટે તેમના મનમાં અવકાશજ હોતો નથી, ને કલ્પના ન હોય તો પછી તેમને તેમનાં શૂર કૃત્યો સહેલાં છે. પણ આ સ્થિતિ

બહુજ થોડી વ્યક્તિઓને શક્ય છે, કારણ કે મોટે ભાગે તો લોકો દુ:ખની કલ્પના કરવાનાજ; તેવી કલ્પના લેશ પણ ન થાય એ તો માત્ર બહુજ આગ્રહી સ્ત્રીપુરુષોને માટે શક્ય છે, તેમના આદર્શના બળમાં તેઓ એવાં ઘસડાય છે કે અન્ય કશું તેમના મન આગળ આવી શકતું નથી.

હિંમત જાત જાતની હોઈ શકે છે. રણક્ષેત્ર પર રજપુતો કદાપિ પાછા નહોતા હઠતા એ તેમની હિંમત હતી. એ શારીરિક હિંમત. પણ માનસિક હિંમત પણ હોય છે, ને તે વધારે અઘરી હોવાથી તેને ધરાવનારાઓ તરફ આપણને વધારે માનની લાગણી ઉત્પન્ન થાય છે. વિજ્ઞાનમાં કંઈ શોધ કરનાર માણસ, આખી દુનિયા તેને જુઠો કહે છતાં જો પોતે તે વાત સિદ્ધ ગણતો હોય ને તેને વળગી રહે, તો તેની હિંમત માનસિક હિંમત છે. કોઈ પણ બગડેલા સમાજમાં કોઈ સુધારક અમુક વિચારો રજુ કરે ને સમાજ તેને હસે, દમે, ત્રાસ આપે—તેનો બહિષ્કાર કરે, ગમે તે કહે છતાં પોતાના વિચારને તે વળગી રહે તો તે પણ માનસિક હિંમત છે. હિંમત તો માનસિકજ છે; પણ કોઈ વાર તેના પ્રસંગ શારીરિક હોય ને કોઈ વાર તેના પ્રસંગ માનસિક હોય. વધારે ઉચિતતાથી આ બીજી હિંમતને નીતિવિષયક હિંમત કહી શકાય. નીતિવિષયક હિંમત શારીરિક હિંમતથી બહુ અઘરી છે. બહાદુર લડવૈયાઓ જગતને જલદીથી મળી શકશે, પણ હિંમતબાજ વિચારકો, શૂરવીર ઉપદેશકો, નિડર સુધારકો, જાહેર હિંમતવાળા રાજપુરુષો બહુ દુર્લભ છે. જે દેશને આવા શૂરવીર પુરુષો થોડાક પણ પ્રાપ્ત થયા હોય તેનો અનેક રીતે ઉદયજ છે. દિલગીરીની વાત છે કે હિંદુસ્તાનમાં જાહેર હિંમત કે નીતિવિષયક હિંમત નહિ જેવી છે; હોય તો આવા બુદ્ધિશાળી દેશની પ્રગતિ કેટલી બધી થઈ ગઈ હોય !

---

# વક્તૃત્વકળા

દરેક માણસ થોડેવત્તે અંશે તો વક્તૃત્વ ધરાવે છેજ. જે બાબત પર એની લાગણીઓનો જોસ્સો ઘણો જબરો હોય તે બાબત પર બોલવાનો પ્રસંગ આવે તો એ તેટલાપૂરતો વક્તા થઈ શકવાનો. આવા પ્રકારનું વક્તૃત્વ શેરીઓમાં થતા કજીઆઓમાં, કે અનેક સ્થળે પુરુષો ને સ્ત્રીઓના કલહોમાં સ્ફુરી નીકળતું કોને જોવામાં નહિ આવ્યું હોય? આવું અચાનક વક્તૃત્વ જુદું ને વક્તૃત્વકળા જુદી. જેનામાં વક્તૃત્વકળા છે તે ગમે તે પ્રસગે, ગમે તે સ્થળે વિચારોને પોતાની ગોઠવણીમાં, સુંદર ને મોહક ભાષામાં, ને બોલવાની આકર્ષક છટામાં રજુ કરી શકે છે. કળા એટલે કંઈ પણ કરવાની વ્યવસ્થિત શક્તિ.

ઘણા થોડા માણસોમાં બોલવાની આવડત હોય છે; છતાં ઘણા માણસોને તે જરૂરની છે, અને વળી ઘણા વધારે માણસો પોતાને બોલતાં ન આવડતું હોય છતાં બોલતાં આવડવાનો વેશ ભજવે છે. આવા વેશ કરતાં વધારે હાસ્યજનક બીજું શું હોય? ઘણીખરી સભાઓમાં સામાન્ય દેખાવ શો હોય છે? કોઈ બોલનાર ઉતાવળથી બોલવામાં કૃતકૃત્ય થાય છે, તો કોઈ ચીપી ચીપીને બોલવામાં કૃતકૃત્ય થાય છે; કોઈ નાટકીય ચેષ્ટાઓ કરે છે, તો કોઈ પુતળાની પેઠે હોઠ હલાવે છે; કોઈ ઘણા શ્રમ છતાં શબ્દો બહાર કાઢી શકતોજ નથી, તો કોઈ શબ્દોની હેલિ વરસાવી શકે છે: કોઈ ગંભીર મુખાકૃતિથી ને ઉપદેશક જેવાં ભવાંથી કંઈ નહિ જેવું સત્ય કહી સભાને જીતવા માગતો જણાય છે, તો કોઈ મોટી મોટી વાતોને છોટું છોટું રૂપ આપી હાસ્યવિનોદથી સભાનું મનરંજન કરવા માગતો જણાય છે, છતાં સભા બંનેને પારખી જાય છે: કોઈ અલંકાર ને મોટા લેખકોનાં નામોથી છળવા પ્રયત્ન કરે છે, તો કોઈ સભાને ખુશામત વાપરી ખુશ કરવા પ્રયત્ન કરે છે. પણ આવી ઝડપી ગાડીઓ કે ખટારાઓ, આ ખેલાડીઓ કે

નિર્જીવ પૂતળાંઓ, આ ખંચકાતા, સ્ખલિત વક્તાઓ કે સડસડાટ અસ્ખલિત વક્તાઓ, આ પંડિતંમન્ય પુરુષો કે પંડિતતાના છલશત્રુઓ, આ આલંકારિકો કે આ ખુશામતખોરો પોતાના મનની કામનાઓ પૂર્ણ કરી શકતા નથી. તેનું કારણ કે તેમનામાં વક્તૃત્વના કેટલાક અંશોના આભાસ હોય છેઃ આભાસ, માત્ર આભાસ, ને તે પણ કેટલાક અંશોનાજ હોય છે.

ખરૂં વક્તૃત્વ વિરલ જોવામાં આવે છે, ને જ્યાં તે હોય છે ત્યાં તે બતાવવું પડતું નથી. વક્તૃત્વ પોતાની શક્તિ સ્વતઃ સિદ્ધ કરે છે. પ્રખ્યાત વક્તા સુરેન્દ્રનાથ બૅનરજીને સાંભળતાંજ કયો પુરુષ તેની શક્તિને સ્વીકારતો નથી, કોણ તેને તાબે નથી થતો ? જેટલો સમય એને સાંભળવામાં આવે તેટલો સમય સામા માણસની શંકાઓ બધી દબાઈ જાય છે; તેનું મન જાગ્રત્ છતાં નિદ્રિત અવસ્થામાં આવે છે. એનો મધુર કંઠ, એની મધુર શબ્દરચનાઓ, એની સબળ ચેષ્ટાઓ, બોલવામાં શબ્દો પર સ્થળે સ્થળે મુકાતા એના આકર્ષક ભારો, વાક્યોના એના આરોહઅવરોહો—એ બધાંની એકતાનતા સારામાં સારા સંગીત કરતાં પણ મનને ને કર્ણને વધારે મોહક લાગે છે. એને સાંભળનાર માણસ તેટલો વખત તો પોતાના મનમાં “બરાબર છે ” એવાજ ઉદ્ગાર કાઢી શકશે. સંગીતની કળાથી પશુઓ, ને તે પણ જંગલીમાં જંગલી ને વિકરાલમાં વિકરાલ પશુઓને શરણે આણી શકાય છે. વક્તૃત્વકળા સંગીતકળાને ઘણી મળતી છે, ને એનાથી પણ તેવીજ રીતે મનુષ્યમાં રહેલો પશુ, મનુષ્યનો વિરોધ શમાવી શકાય છે. પ્લુટાર્કના કહેવા પ્રમાણે સ્પાર્ટાના રાજા આર્કિડેમસે થ્યુસિડિડિસને પ્રશ્ન કર્યો કે “ કુસ્તીમાં કોણ વધારે હોશિયાર, તું કે પેરિકિલસ”, ત્યારે થ્યુસિડિડિસે ઉત્તર આપ્યો કે “ હું જ્યારે એને ભોંય પર ચીત કે મહાત કરૂં છું, ત્યારે એ કહે છે કે એ ચીત થયોજ નથી, અને ખુદ જોનારાઓને તેમ માનવા એ દોરવી શકે છે. ” બનેલી વસ્તુને પણ આમ શબ્દને બળે જુદી પાડવાની વક્તૃત્વમાં શક્તિ છે. એટલુંજ નહિ, છેકજ અસંભવિત જેવી વસ્તુઓ પણ વક્તૃત્વ-

શક્તિને બધે સંભવિત બને છે. ડિમૉસ્થનીસ નામના જગવિખ્યાત ગ્રીક વક્તાના એક વ્યાખ્યાન માટે મૅસિડૉનના રાજા ફિલિપે એમ કહ્યું હતું કે "હું જો ત્યાં (તે વ્યાખ્યાન સાંભળવામાં) હોત, તો એણે મને મારા પોતાની સામે શસ્ત્રો વાપરવા ઉશ્કેર્યો હોત."

આવી વાતો સુશીલ પુરુષોને ઠંડા પહોરના ગપાટા જેવી લાગે છે, ને લાગે તેમાં કંઈજ વિચિત્ર નથી. આવી વાતો દલીલથી માની શકાતી નથી, પણ દેખાવથી જોઈ શકાય ત્યારેજ ઘણા માને છે, અને ત્યારે દલીલની જરૂર પણ નથી હોતી. નબળો પક્ષ સબળો બતાવવો, અવળાનું સવળું કરવું ને સવળાનું અવળું કરવું એ વક્તૃત્વનું ઘણી વાર લક્ષણ આપવામાં આવે છે. તેટલા પરથીજ એટલું તો જણાશે કે વક્તૃત્વમાં એક જાતનું જાદુ છે. એ જાદુ શક્ય બને છે તેનું કારણ એ છે કે જગત્માં સર્વ વ્યક્તિઓ કંઈ સરખા બળ કે સરખી માનસિક શક્તિઓવાળી નથી હોતી. હોશિયાર મૂર્ખ પર રાજ્ય કરશેજ; અને શેરને માથે સવા શેરનો તો જગત્માં નિયમ છેજ. એટલે "હું તો કોઈ દિવસ વક્તૃત્વને તાબે થાઉંજ નહિ" એવો જો કોઈને આગ્રહ હોય તો તે અનુભવની ખામીને લીધે છે એમ કહેવાય.

દરેક વક્તામાં શબ્દ પર કાબુ જોઈએ. જે દરેક માણસ કહી શકે તેજ તે પણ કહે છે. ફેર મોટામાં મોટો એ છે કે બધાઓ જ્યારે મુશ્કેલીથી તે કહેશે ત્યારે તે તે સરળતાથી કહેશે. શબ્દો વક્તાને મન પાનાની રમત છે, એ તેના ગુલામ છે. વિચાર આવતા પહેલાં તેની શબ્દોમાં ગોઠવણ તેને ક્યારનીએ જાણે થઈ ગઈ હોય છે.

તે સાથે દરેક વક્તા કંઈક કવિ કે ચિત્રકારના અંશો પણ ધરાવે છે. એની કલ્પનાશક્તિ જબરી હોય છે. જે જે પ્રસંગો વિષે બોલવાનું એને પ્રાપ્ત થાય તે તે પ્રસંગો સચોટ કલ્પી શકવા એ અઘરૂં કામ છે. છતાં એ જે કરે છે તેજ અન્યની કલ્પના પણ કરે છે.

વક્તા વધારામાં નિડર હોય છે. ડર એટલે શારીરિક ડર એમ હું

કહેવા નથી માગતો. જે માણસ બોલવા ઉભો થાય ને તેને સભાક્ષોભ થાય તે માણસ વક્તા થઈ શકે એ બને નહિ. એવો સભાક્ષોભ ન હોય છતાં માણસ જરા વિનયી હોય, જરા એમ માને કે સાંભળનારાઓ વડીલ છે, વિદ્વાન્ છે, ટીકાકારો છે તો તે માણસ પણ વક્તા ન થઈ શકે. જે વક્તા હોય છે, તે તો જાણે એમજ માને છે કે અત્યારે મારા સમક્ષ બેઠેલા માણસો જાણે કંઈ સમજતાજ નથી, મારાથી હલકા છે, ને તેમને હું ડહાપણ શિખવવા લાયક છું. તેવું માનવું ન ધરાવતાં જે એમ માનવું રાખે કે આ બધા મારા બરોબરીઆ કે વડીલો છે, તે સભા પર જય કદાપિ ન મેળવી શકે. આમાં જે આવશ્યક નિડરતા છે, તે નૈતિક નિડરતા છે.

વક્તામાં સમભાવ જોઈએ, લાગણી પારખવાની સૂક્ષ્મ નજર જોઈએ, પારકાઓને જાણે પોતાના કરી શકવાની શક્તિ જોઈએ. સભાઓ શુષ્ક દલીલથી નથી જીતાતી પણ સમભાવથી જીતાય છે. કદરીમાં કદરી માણસ પણ વક્તાને બળે ઉદારમાં ઉદાર બને છે. શામાટે ? તે વક્તા એવી ખુબીથી બોલે છે કે ઉદારતાજ દ્રવ્યસંચય કરવાનું સાધન છે એવું તેને તે મનાવી શકે છે. જુના મતના માણસને વક્તા નવીન મતમાં ફેરવી શકે છે. શા માટે? તે એવો સમભાવ દર્શાવી શકે છે કે સાંભળનારને એમ લાગે છે કે ક્યાંતો એ પ્રાચીન સંસ્થાઓનો સંરક્ષક છે કે ક્યાંતો એ જે કહે છે તેમાંજ ખરૂં શ્રેય છે. ગાલિપ્રદાન કે વિવેચનની પદ્ધતિ વકતામાં ભાગ્યેજ જોવામાં આવશે. એવી પદ્ધતિવાળા વક્તાઓ હોય છે ખરા, પણ તે કંઈ સારી અસર કરી શકતા નથી; ઉલટું બગાડી શકે છે. કોઈ પણ સામાજિક, નૈતિક, આર્થિક, ધાર્મિક, કે રાજકીય સુધારો વકતાને મોંએ ઘણો ખુબીથી રજુ થશે. સભાને તે ચઢાવશે, એની ઉચ્ચ ભાવનાઓને જાગ્રત્ કરી, એનામાં દેશાભિમાન હોય તેની સ્તુતિ કરી એના પોતાનાજ હિતની વાતો એણે પોતેજ અનેક વાર જાણે ખરૂં જોતાં સ્વીકારેલી છે એમ દર્શાવતો જઈ, તે જાણે પોતે જે કહે છે તેને એવુંજ રૂપ આપે છે કે તે સ્વીકારવા-

માં કોઈ પણ જાતનું દબાણ ને કોઈ પણ જાતનો વિરોધ રહેતો નથી.

સામા માણસોમાં પોતા તરફ સમભાવ ઉત્પન્ન કરવાની શકિત પણ વક્તાને આવશ્યક છે. ઘણુંખરૂં આ કામ સામાઓની લાગણીઓ પર અસર કરી વક્તા સાધી લે છે. તમારા દેશને ખાતર, તમારા પૂર્વજોના પ્રેમને ખાતર, તમારા આર્યત્વને ખાતર તમે આમ કરો કે તેમ કરો એવું સભાઓમાં કેટલી બધી વાર સાંભળવામાં આવે છે! કોર્ટોમાં પણ આવી રીતનાં છલો વપરાય છે. ખાસ કરીને જ્યુરી અથવા પંચ સમક્ષ જ્યારે ગુન્હેગારનો ગુન્હો તપાસાતો હોય છે ત્યારે કેટલાં વકીલ બૅરિસ્ટરો જ્યુરીની દયા ઉત્પન્ન કરવા મથે છે! એક ફ્રેન્ચ ઉપદેશક પોતાનું બોલવું અસરકારક થાય એ ઉદ્દેશથી આવી યુક્તિ એટલી બધી વાપરતો કે એના ઉપદેશોની નોંધના કાગળોમાં બાજુ પર—હાસીઆમાં એવી સૂચનાઓ રાખતો કે: "અહીંઆં, આ શબ્દો બોલતાં, રૂમાલ બહાર કાઢવો;"—"અહીંઆં, બને તો રડવું." કેવી કૃમિમ યુક્તિ! છતાં વક્તૃત્વમાં મોટે ભાગે કૃત્રિમતા છે એમ ભાગ્યેજ લાગ્યા વિના રહેશે.

સાવધાનતા, અવ્યાકુલતા, અશૂન્યતા એ ગુણ વક્તાને ઘણો ઉપયોગી છે. જે વ્યાકુલ ચિત્તવાળો બને તે સાંભળનારાઓને પોતાના હાથમાંથી ખોય છે. બોલનારની આંખ, બોલનારના કાન, બોલનારનું મન બધું એકચિત્ત હોય છે. સાંભળનારના ચહેરા પરથી તેમના મન પર થતી અસર પારખી શકવાની તેનામાં શકિત છે, ને તે તેનો ઉપયોગ કરતો જાય છે. જે જે વચનો સભાને રંજિત કરે છે તે તે વચનો એ વિસ્તાર્યો જશે ને જે જે વચન સભામાં ગંભીરતા, ગણગણાટ, કે હાલચાલ ઉત્પન્ન કરતું લાગે છે તેને એ તરત આટોપી દેતો જશે. અલબત મનુષ્યસ્વભાવનો સૂક્ષ્મ અવલોકનકાર, સૂક્ષ્મ અભ્યાસી તે હોય છેજ.

પણ "આ જોઈએ" ને "તે જોઈએ" એમ "જોઈએ" ની ટીપ કરવાનું કંઈ આ સ્થળ નથી. વક્તામાં કયા ગુણો અગત્યનાં છે તે આપણે સમજી શકયા.

સારામાં સારા વક્તાઓ નૈસર્ગિક શક્તિએજ વક્તા હોય છે. તે શક્તિને સુધારી શકાય છે, પણ તે શક્તિ ઉત્પન્ન કરી શકાતી નથી. બહુજ અપવાદરૂપે એવા દાખલા મળશે કે માણસ વક્તા ન હોય છતાં વક્તા બને. ગ્રીક વક્તા ડિમૉસ્થિનીસનો દાખલો આવો છે. દરિયાકિનારે મોમાં કાંકરા રાખી મોટે અવાજે બોલવાની એ કસરત કરતો, ને તેવી રીતે એણે એનું બોબડાપણું દૂર કર્યું ને મોટો સાદ મેળવ્યો. અથાગ શ્રમે એણે ઉત્તમ વકતૃત્વ પ્રાપ્ત કર્યું. એક માણસે કર્યું તે અન્ય કરી શકે એ વાત ખરી છે, પણ ઘણા કરી શકે એ વાત કંઈ ખરી નથી. એટલે આ દાખલા પરથી ઉત્તમ વકતૃત્વ શ્રમલભ્ય છે એમ કંઈ નિયમ સાબિત થતો નથી.

ઉત્તમ તો નહિ પણ ઘણી ઉચ્ચ પંક્તિનું વકતૃત્વ યોગ્ય કેળવણી ને અનુકૂલ પ્રયત્નોથી સાધી શકાય છે ખરૂં. સારા લેખકોનાં પુસ્તકોનો અભ્યાસ,સારા વક્તાઓ સાથે સમાગમ, ને શાળામાં ને નાના નાના મંડળોમાં બોલવાના રાખેલા વધારે ને વધારે અભ્યાસથી વકતૃત્વ કંઈક આણી શકાય છે. જેને પ્રજાકીય જીવનમાં અગ્ર ભાગ લેવાની ઉમેદ હોય છે, જેને વકીલાત જેવા બોલવાના ધંધાની અપેક્ષા હોય છે, તેને આ શકિત સાધારણ પણ આવશ્યક છે. શ્રમથી તેવી શકિત ઘણી સારી રીતે આવે છે. તે નથી હોતી તો દેખાવ હસનીય થાય છે, કારણ એવા દાખલાઓ પણ થાય છે કે માણસ બોલવા ઉભો થાય ને તેનીજ સાથે એના શબ્દો, એના વિચારો, એની હાજરજવાબી બધું નાસી જાય. બોલીને વિચારવાની ને ઉભા ઉભા વિચારવાની શક્તિ પણ કેળવી કેળવાય છે ને તે ન હોય તોપણ હાસ્ય-જનક પરિણામ આવે તે સ્વાભાવિક છે.

વિચારોનો ફેલાવો પુસ્તકોના વાચનદ્વારા થઈ શકે તેના કરતાં વક્તા-ઓનાં ભાષણોના શ્રવણદ્વારા જલદીથી, સરળતાથી, ને ઘણા મોટા પ્રમાણમાં થઈ શકે. દરેક દેશને વક્તાઓની આવશ્યકતા હોય છે. સામા-જિક, રાજકીય, ધાર્મિક એમ ભિન્ન ભિન્ન સુધારા વક્તાઓનાજ બળે

સધાય છે; પુસ્તકમનનથી તો બહુજ અપવાદ રીતે. વક્તા ઉચ્ચ પંક્તિનો દેશસેવક કે અધમ પંક્તિનો દેશદ્રોહક બની શકે છે; જેમ સુધારવું તેની જાદુઈ શક્તિના બળમાં છે, તેમ બગાડવું પણ છે. જે દેશને હિતસાધક વક્તાઓ મળ્યા હોય, તે દેશ ભાગ્યશાળી દેશ છે એમ માની શકાય. વક્તૃત્વકળાનો સદુપયોગ એ સામાજિક સેવાનો એક સન્માર્ગ છે.

---

# કવિતા

કવિતા હમેશ આનંદ આપે છે. એક પણ સમય એવો નહોતો કે જ્યારે કવિતા આનંદનું સાધન નહોતી ગણાતી, ને એક પણ સમય એવો આવવાનો પણ નથી.

કવિતાનું પુસ્તક કદાપિ જુનું થતું નથી. કાયદાઓ જુના થાય છે, વૈદક જુનું થાય છે, રસાયણ જુનું થાય છે, તત્ત્વજ્ઞાન પણ જુનું થાય છે; ને જુનાં થતાં તે બધાં કેટલેક અંશે નકામાં થાય છે. તત્ત્વવેત્તા સર્વે યુગોનો દ્રષ્ટા કહેવાય છે, અર્થાત્ એનું દર્શન માત્ર એના સમયમાંજ નહિ પણ સર્વે સમયોમાં સત્ય છે; તત્ત્વવેત્તા સર્વકાલીન સત્યનું સંશોધન કરે છે. આ કથન તત્ત્વવેત્તાનુંજ કરેલું છે, એટલે તેમાં પક્ષ છે. તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ જોતાં માલૂમ પડશે કે તત્ત્વજ્ઞાનમાં પણ સમયના ફેરફારો સાથે જાતજાતના ફેરફાર થાય છે. એકકે તત્ત્વદર્શન સ્થાયી નીવડયું નથી, ને એકકે તત્ત્વદર્શન સર્વકાલીન સત્યનું શોધન કરી શકયું જણાતું નથી. કાલની ઉપાધિ આમ આપણને ઉપયોગના ઘણા વિષયોને નડે છે. પણ તે કાવ્યવિષયને નડી શકે તેમ નથી. કવિતા સર્વકાલીન સત્યનું પાન કરાવે છે : જ્ઞાનની વૃદ્ધિ થતાં કવિતાનું પુસ્તક કદાપિ નકામું પડતું નથી.

કવિતાના દુશ્મનો બહુ છે, પણ તેના મિત્રો તેથી ઘણાજ વધારે છે. વિરોધીઓ રાગ સામે વાંધો લે છે, કલ્પના તરફ તિરસ્કાર દર્શાવે છે, ને

લાગણીઓ ઉશ્કેરનારૂં સાહિત્ય માણસને સંગીન કામ માટે નાલાયક બનાવે છે એમ કહે છે. રાગનો વાંધો હાસ્યજનક છે, ને રાગજ કંઈ કવિતાનો આત્મા નથી. કલ્પનાના ઉછાળાઓ મનુષ્યને વ્યવહારથી દૂર લઈ જાય તે ખરૂં છે. છતાં ભૂલવું ન જોઈએ કે સારી કલ્પના વ્યવહારનાં શુદ્ધ કાર્યોને ઉત્તેજિત કરે છે. કલ્પના સત્ય વસ્તુ પર આધારભૂત હોય, અર્થાત્ સંભવિત હોય તો ઘણીજ ઉપયોગી છે. પણ કેટલીક વાર જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ એ ન્યાયનો એવો સ્વચ્છંદ ઉપયોગ થાય છે કે કલ્પનાના ઓથામાં કવિઓ અસંભવિત વસ્તુઓની વાતો રજુ કરે છે. કાવ્યોમાં કલ્પના જોઈએ, પણ અસંભવિત નહિ પણ સંભવિત વસ્તુની જોઈએ: ને આમ હોય તો પછી વિરોધ ખોટો ઠરે છે. લાગણીઓને ઉશ્કેરવી એ કવિનું કામજ છે, કારણ રસની ઝમાવટ મુખ્ય તે પરજ આધાર રાખે છે. જે લાગણીઓને ઉત્તેજિત કરવામાં આવે તે અશુદ્ધ, નામરદ, ને આળસુ લાગણીઓ હોય તો દેખીતુંજ છે કે કવિતા માત્ર હાનિ ઉત્પન્ન કરશે, ને તેમ થયે તેના વિરોધીઓ વધી જશે, પણ ઉત્તમ કાવ્યોને વિષે ભાગ્યેજ તેવું હોય છે.

ખરા કવિઓ હમેશ શ્રદ્ધાશીલ હોય છે: કવિતા એ શ્રદ્ધા છે, કવિતા એ તેમનું બાળક છે, કવિતા એ તેમનું પ્રેમનું પૂતળું છે. કવિતા એ શબ્દો નથી, કવિતા એ ખોટા ઉદ્ગાર નથી, કવિતા એ રાગડા નથી: કવિતા એ જડ નથી પણ ચેતન છે. કવિતા એ કવિનો આત્મા છે; કવિતા એની નથી પણ એ કવિતાનો છે. જ્યાંસુધી કાવ્યવિષયની સત્યતામાં એને શ્રદ્ધા હોતી નથી, ત્યાંસુધી કવિતા નિર્માલ્યજ રહે છે. કહેવાતા કવિઓમાં મોટામાં મોટો દોષ એ છે કે તેઓ કવિતાને કૃત્રિમ રીતે બનાવ્યા જાય છે. કોઈ પણ વસ્તુ જો બનાવી ન બને તો તે કવિતા છે. છતાં કેટલા બધા કવિઓ (!) કવિતા **બનાવે** છે! કવિતાની રચના બુદ્ધિની શક્તિ પર નથી કે તેને ધારેલી ઉત્પન્ન કરાય. ભાગ્યેજ કોઈ એમ કહી

શકે કે “ હું કવિતા **બનાવીશ** ”. સારામાં સારા કવિને માટે પણ તે અશક્ય છે. જે **બનાવાય** તે જોડકણાં કે રાસડા કે ગીતો, કાવ્ય તો **થાયજ**, તે બનાવ્યાં બનાવાતાં નથી.

આમ હોવાથી કાવ્યમાં કંઈક દૈવી અંશ છે. શેલી કવિ કહે છે તે પ્રમાણે કવિતા એ સુખીમાં સુખી ને ઉત્તમ મનોની ઉત્તમ ને સુખીમાં સુખી પળોનાં ચિન્તનોની નોંધ છે. માટેજ કવિ એ દ્રષ્ટા છે, ને કાવ્યોમાં ભવિષ્યદર્શનો હોય છે, માટેજ કાવ્યોમાં શાશ્વત સત્યો હોય છે, માટેજ કાવ્યોમાં સર્વે ફિલસુફીનું રહસ્ય હોય છે. કવિ એ ફિલસુફ છે, કવિ એ કાયદાઓનો ઘડનાર છે.

કવિતામાં મધુરતા છે, પણ તે અવ્યક્ત છે. કવિતામાં રસ છે, પણ તે સૂચિત છે. કવિતા તેટલાજ માટે અમિત આનંદનો અમૂલ્ય ઝરો છે, કવિતામાં અપરિમિતતા છે.

કાવ્યો સાધારણ રીતે પદબદ્ધ હોય છે ખરાં, પણ પદબન્ધ કવિતાને માટે આવશ્યક નથીઃ બાણ, દન્ડિન્, કાર્લાઇલ, ઇમર્સન, રસ્કિન એ બધા કવિજ છે. કવિતાનો વિરોધ ગદ્ય સાથે નહિ પણ વિજ્ઞાન, શુષ્ક વિજ્ઞાન સાથે છેઃ વિજ્ઞાનની શુષ્કતા, વિજ્ઞાનની પૃથક્કરણની પદ્ધતિની સાથે છે. કવિ વસ્તુઓને હમેશ સમગ્રરૂપ જોય છેઃ ભાગલા વૈજ્ઞાનિક પાડશે, કવિ કદાપિ નહિ. તેનું કારણ દેખીતુંજ છે કે કવિ સૌંદર્યદ્રષ્ટિએ જોય છે, ને સૌંદર્ય સમગ્ર સ્વરૂપમાંજ હોય છે. પૃથક્કરણ થયું કે સૌંદર્ય નાઠું. એક સુંદર ચિત્ર સમગ્ર સ્વરૂપમાં સુંદર છે, એક સુંદર ચહેરો સમગ્ર સ્વરૂપમાં સુંદર છે, એક સુંદર કુદરતનો દેખાવ સમગ્ર સ્વરૂપમાં સુંદર છેઃ તે તે વસ્તુઓના કકડા કરો ને સુંદરતા નાશ પામશે, પૃથક્કરણ ચાલુ રાખો ને વસ્તુતઃ તે તે શેની બનેલી છે તે વિજ્ઞાનની રીતે શોધો, તો સુંદરતાને બદલે કદરૂપા પદાર્થો નજરે પડશે. તેજ ન્યાય સાહિત્યમાં પણ લાગુ છે.

જે લખાણમાં કલ્પના ને લાગણીઓ છે, જે લખાણમાં સુંદરતા છે, જે લખાણમાં અવ્યક્ત માધુર્ય છે, ને જે લખાણમાં અખૂટ આનંદના ઝરા છે, તે કાવ્ય છેજઃ ભલે તે ગદ્ય હો વા પદ્ય હો.

આનંદ આપવો એજ કવિતાનો મુખ્ય ઉદ્દેશ, ને એજ તેની ઉપયોગિતાઃ પ્રત્યક્ષ રીતે તો આટલુંજ, પછી પરોક્ષ રીતે વધારે હોય છે તે નિઃસંદેહ છે. કવિ એ સુધારક નથી, પણ તેથી વિશેષ છે. કવિ એ ગુરુ નથી કે ઉપદેશક નથી, પણ તેથી વિશેષ છે. ઉપદેશ કરવો એ કવિનું કર્ત્તવ્ય નથી, ને ઉપદેશાત્મક કાવ્યો ભાગ્યેજ સારાં કાવ્યો ગણાય છે. ઉપદેશ પ્રત્યક્ષ રીતનો નહિ પણ પરોક્ષ રીતનોજ સફળ નીવડે છે. સારો કવિ સુંદરતાનું આલેખન કરે છે, ને તેમાંજ લોહચુંબક શક્તિ છે. બિનદલીલે સુંદર વસ્તુઓ આપણને સુંદર બનાવે છે. સુંદર કાવ્યોનું વાચન સુંદરતામાં પરિવર્તન પામ્યા બરાબર નીવડે છે, ને તે અનાયાસે અને આનંદની સાથે.

જે દેશમાં ઉત્તમ કવિઓ હોય છે તે ઘણો સુખી દેશ છે. જે સાહિત્યમાં ઉત્તમ કાવ્યો હોય છે તે સાહિત્ય ઘણુંજ ઉત્કૃષ્ટ છે. કવિતા એ મનુષ્યનું મોટામાં મોટું આરામનું સાધન છે. તેને બળે દુઃખીનું દુઃખ કંઈક કમી થઈ શકે છે ને સુખીનું સુખ વધી શકે છે. સુંદર વસ્તુને તે વધારે સુંદર બનાવે છે ને શુષ્ક વસ્તુની શુષ્કતાને હરી શકે છે. કવિતાથી જો આટલોજ લાભ મળતો હોય તો તે બહુ મોટોજ છે. પણ આવી દૃષ્ટિએ કવિતાનું નિરીક્ષણ કરવું એ કવિતાને મોટો અન્યાય કર્યા બરાબર છે. સુંદર વસ્તુની ઉત્કૃષ્ટતા તેની સુંદરતાના નિરીક્ષણમાં છે, નહિ કે તેની ઉપયોગિતાની ચર્ચામાં—તેની ઉપયોગિતામાં.

ગુજરાતમાં કેટલા કવિ છે ? ઉત્તર, વાચક જાતેજ સારો આપી શકશે; કહ્યા કરતાં તે સમજી જલદીથી શકાય તેવો છે. તે શોચનીય વસ્તુસ્થિતિને માટે શું જવાબદાર છે ? આપણી કેળવણી ને આપણું જીવન.

અહીં તો સૌ કોઈ સાક્ષર કે ટીકાકાર થવાને તૈયાર થાય છે, ને તેમાંના ઘણાકને માટે મને લાગે છે કે "ટીકાકાર" તે ઈમર્સન કહે છે તેમ "નિષ્ફળ થએલો કવિ છે". બાકી જીવનને એક કે બીજે સમયે કેટલા થોડાજ માણસોને કવિ થવાની ઉમેદ નહિ થઈ હોય! પણ આ નિરાશાનાજ પડદા પાછળ કોઈ ટાગોર ગુજરાતને માટે પણ સંતાયલો છે એમ આશા આપણે હાલના જાગ્રત્ સમયમાં રાખીએ તો તે યોગ્ય ગણાશે. ઈશ્વર એવી આશા ફલીભૂત કરો!

---

ત્યારે:

## યુવાવસ્થામાં બંધાતી મહત્વાકાંક્ષાઓ

દુનિયામાં શું અસંભવિત છે? નિશ્ચિત મનુષ્યને બધુંજ સંભવિત બને છે. આમ નહિ બને ને તેમ નહિ બને એવો વિચાર કરવો એ બાયલાપણું છે. મારે માટે શું અશકય છે?

જ્યારે સમય આવશે ત્યારે હું બતાવીશ, ત્યારે હું બતાવીશ કે હાલની કેળવણી કેવા ખોટા પાયા પર છે ને તેમાં શા શા સુધારા શકય છે. ત્યારે હું બતાવીશ કે સમાજમાં શા શા સુધારા શકય છે ને કેવી રીતે શકય છે. ત્યારે હું બતાવીશ કે હિંદુસ્તાન કેવો સુધરી શકે તેવો દેશ છે. ત્યારે હું જ્ઞાતિની સંસ્થાને એવો તો ફટકો લગાવીશ કે સમાજ સમજશે કે આજથી જ્ઞાતિ એવું કંઈ છેજ નહિ, તે સંસ્થા સદાને માટે નાબુદ થઈ છે એમ લોકો જોઈ રહેશે. ત્યારે હું કન્યાકેળવણી, લગ્ન, પુનર્લગ્ન, વિધવાઓની સામાન્ય સ્થિતિના પ્રશ્ન એવા તો ઉકેલીશ કે પછી ભાગ્યેજ બીજું કંઈ સુધારવાનું રહેશે.

જ્યારે સમય આવશે ત્યારે બતાવીશ. ત્યારે ગરીબોની દાઝ હું એવી જાણીશ કે જોકે ગરીબાઈ તો દુનિયામાંથી નાબુદ ન થાય, પણ ગરીબાઈનાં

દુઃખો તો નાબુદ થશેજ, અથવા તેમ થવામાં સબળ પગલાં લેવાશેજ. ત્યારે જોઈશું કે ગરીબ ને મધ્યમ સ્થિતિના લોકો પર શ્રીમંતો રાજ્ય કેવી રીતે કરી શકે છે. ત્યારે ગરીબો માટે અનાથાશ્રમો, ને ઉદ્યોગાલયો સ્થાપવામાં પૈસાદારો પાસે બનતી મદદ કેમ નથી મળતી તે જોઈશું. ત્યારે રાયરંકના તફાવતો ઓછા કરવાનું કાર્ય અસાધ્ય નથી તેમ આપણે બતાવી આપીશું.

વખત તો આવે! જ્યારે તે આવશે ત્યારે બતાવીશ. ત્યારે ધર્મનાં ધતીંગો ઓછાં થાય છે કે નહિ તે જોઈ લેવું. ત્યારે બતાવીશ કે ધર્મ તે તો માત્ર નવરા માણસોને ઉદ્યોગનું ને લઢવાનું સાધન છે. ત્યારે જોઈશું કે ખરો ધર્મ કેવો પવિત્ર હોય છે. ત્યારે અન્ધ શ્રદ્ધાની એક પણ વાત હું માનવાનો નથી, એટલુંજ નહિ પણ જાહેર ભાષણોથી, પુસ્તકોથી, કે ખાનગી રીતે ઉપદેશ કરીને ધાર્મિક ભાવનાને ઉન્નત કરીશ, એટલુંજ નહિ પણ જુદા જુદા ધર્મના ઝઘડાઓ નાશ કેમ ન થાય ને સર્વગ્રાહ્ય એક ધર્મ બધે કેમ ન પ્રવર્તે તે જોઈશું. ત્યારે ધર્મને નીતિના પાયા પર હમેશ માટે સ્થાપવા પ્રયત્ન કરીશું.

ત્યારેજ જોઈશું કે પહેરવાઓઢવા, ખાવાપીવા, ફરવાહરવા ને મોજશોખની વસ્તુઓમાં આડંબર જે વધી પડ્યો છે તે કેમ ઓછો નથી થતો. ત્યારે બધું દેશી ને દેશના રિવાજ પ્રમાણે ગ્રહણ કરીશું. ત્યારે સાદાઈને સર્વથા ઇષ્ટ ગણાવી શકીશું.

ત્યારે સ્વતંત્ર જીવન કેમ નથી ગુજારાતું તે પણ બતાવી આપીશું. ત્યારે દુનિયા પણ જોશે કે વેપાર ને ધંધાની જુદી જુદી રીતે ખીલવણી બહુજ સરળ છે, છતાં અક્કલની ખામીને લીધે ને કંઈક સાહસની ખામીને લીધે અનેક મનુષ્યો નોકરી, પરતંત્રતા, ને દીનતાની ધુંસરીમાં નકામા જોડાયા છે. ત્યારે જીવનમાં કમાવાનાં સાધન કેટલાં બધાં છે તે માલમ પડશે. ત્યારે પૈસો કમાવો એ કેવું સરળ કામ છે તેનો જગતને પદાર્થપાઠ મળશે.

ત્યારે સ્ત્રીઓની સામાન્ય રીતે ઉન્નતિ હિંદુ સમાજમાં થશેજ. ત્યારે જોઈશું કે સ્ત્રીઓને વાચનલેખનનો શોખ કેમ નથી વધતો. ત્યારે જોઈશું કે તેમને સમાજમાં ને ગૃહમાં પુરુષોની પ્રવૃત્તિઓમાં કેમ રસ નથી મળતો. ત્યારે તેઓ તેમની પરાધીનતા કેમ નથી તજતાં તે પણ જોઈશું.

ત્યારે સાહિત્યની સ્થિતિ પણ કેમ ઉજ્જવલ બનતી નથી તે માલૂમ પડશે. ત્યારે કંઈક નવું, કંઈક સંગીન, કંઈક પ્રોત્સાહક બળ સાહિત્યમાં રેડીશું. ત્યારે આપણે ચુંથાયલા ચિથરેહાલ વિષયો પર બાયલાં બાયલાં ગાણુંઓનાં ગીતોથી સંતુષ્ટ ન થતાં સમાજને જાગ્રત્ કરે, તેમાં નવું ચેતન આણે એવાં ઉત્તમ કાવ્યો બનાવીશું. ત્યારે સાહિત્યમાં હતોહતીના પ્રેમ-ગુંજનોમાંજ આપણે મસ્ત નહિ બનીએ પણ સમાજના આધુનિક પ્રશ્નો ઉકેલવાના શ્રમોને સાહિત્યનાં મીઠાં ઝરણાંથી હરી લઈશું. ત્યારે જીવન-કલહનાં સંતપ્ત ક્ષેત્રમાં ઉન્નત ભાવનાઓનો ધોધબંધ વરસાદ વરસાવીશું. ત્યારે આપણે આપણું સાહિત્ય આપણા જીવનને અનુરૂપ બનાવીશું.

ટુંકામાં, ત્યારે કલ્પનાઓ ને આદર્શો પ્રમાણે વસ્તુઓ કેમ નથી બનતી તે જોઈ લઈશું.

---

હવે:

# વૃદ્ધાવસ્થામાં જણાતી નિષ્ફલતાઓ

માણસ બિચારો શું કરી શકે ? તે ગમે તેવો હોશિયાર હોય છતાં તેની પ્રવૃત્તિઓ પરિસ્થિતિથી નક્કી થાય છે. માણસ શ્રમ કરી શકે—અથાગ શ્રમ કરી શકે, પણ પરિસ્થિતિને કંઈ બદલી ન શકે. અંગ્રેજી કહેવત પ્રમાણે કોઈ પણ માણસ પોતાના પડછાયાથી આગળ કુદકો ન મારી શકે: અર્થાત્ કોઈ પણ માણસ પોતાના સમયથી છેક દૂર ન જઈ શકે. તે સમયની જે મુશીબતો તે એની મુશીબતો, તે સમયના જે દોષો

તે થોડેક અંશે પણ એના દોષો, તે સમયની જે કચાશ તે થોડેક અંશે એની પણ કચાશ રહેશેજ.

હવે એમ લાગે છે કે મેં કંઈજ કર્યું નથી. હવે સમાજ ધાર્યો સુધારવો અશક્ય લાગે છે. હવે એમ લાગે છે કે જ્ઞાતિની સંસ્થા પરાપૂર્વથી ચાલુ છે તેમ રહેશેજ, તેમાં ફેરફાર થાય છે, પણ તે નાબુદ થશે કે નહિ તે બહુ શક પડતી વાત છે.

હવે જોઈ શકાય છે કે ગરીબાઈનું દુ:ખ ભાગ્યેજ નાબુદ થશે. હવે માલૂમ પડે છે કે એક રીતે ગરીબાઈ ઓછી કરવા જતાં બીજી રીતે ઉભી થાય છે. હવે જણાય છે કે સંસ્થાઓ ખોલવાથી પણ ગરીબાઈની મુશીબતો જતી નથી, સંસ્થાઓમાત્રમાં ખામી હોય છે, ને આદર્શરૂપ સંસ્થાઓ બનાવવા માટે આદર્શરૂપ નેતાઓ ને સંસ્થાના ચાલકો જોઈએ તે આપણા સમાજમાં તો શું, પણ કોઈ સમાજમાં નથી.

હવે ધર્મનાં ધતીંગો માટે તિરસ્કાર નહિ પણ દયા ઉત્પન્ન થાય છે, એટલુંજ નહિ પણ કેટલાંક ધતીંગોને તો ચાહવાનું મન થાય છે. હવે એમ લાગે છે કે ધર્મમાં સુધારાઓ કંઈ ભાષણોથી કે બુદ્ધિપૂર્વક દલીલોથી નથીજ આણી શકાતા, પણ તેને માટે જે જરૂરનું છે તે ઉન્નત ધાર્મિક જીવન છે, સંસ્કારી ધાર્મિક લાગણીઓ છે, અચલ શ્રદ્ધામાં પ્રવેશ છે. હવે જણાય છે કે ધર્મમતપંથના ઝઘડાઓને કદાપિ તકરારથી નાશ કરાતા નથી ને જે જરૂરનું છે તે તે તરફ અનાદર છે. હવે ચાલતું ચાલવા દીધા સિવાય રસ્તો નથી એમ લાગે છે.

હવે ખાવાપીવા વગેરેના સ્થૂલ આનંદો જેમ લેવાતા હોય તેમ લેવાયા કરે એજ ઇષ્ટ લાગે છે. હવે નદીનો પ્રવાહ ખાળી શકાય એ અશક્યજ લાગે છે. હવે નાટકો, સિનેમા વગેરેમાં મોજશોખ અનિષ્ટ લાગે છે, એટલુંજ નહિ પણ તેમાં જોવામાં આવતું બધું પ્રાકૃત ને અધમ રસને

અનુકૂલ લાગે છે. આપણે માટે તે નથી, તોપણ આપણે તેને સુધારી શકીએ એ શકય નથી લાગતું.

હવે સ્વતંત્રતાના આદર્શો હવાઈ કિલ્લા લાગે છે. હવે સાહસમાં મૂર્ખાઈજ જણાય છે. હવે નોકરી કરવી એટલે ડાહી રીતે જીવન ગુજારવું એવું કંઈક લાગે છે.

હવે એમ લાગે છે કે સ્ત્રીઓની ઉન્નતિને બહુજ વાર છે. હવે સ્પષ્ટ જણાય છે કે જાતજાતના શ્રમ લેવા છતાં હિંદુસ્તાનની સ્ત્રીઓની પોતાનીજ ઉન્નત થવાની મહત્વાકાંક્ષા જાગ્રત્ થતી નથી, તો પછી આપ્યું ચેતન ક્યાં સુધી ટકે ? ને તે કેટલું પ્રકાશ પામે ?

હવે સાહિત્યને રખડવા દો એમજ લાગે છે. હવે જણાય છે કે સાહિત્યરસિકતાજ આપણામાં નથી. કોઈ ઘણો શ્રમ લઈ ઉત્તમ નાટક, કાવ્ય, કે કથા બનાવે, તો કયાંતો ટીકાખોરો તેને અધમુવો કરી નાખવાના, કે સારૂં સારૂં બોલનારાઓ પણ પુસ્તકો પાછળ પઈ ખરચવાના નહિ ને તેથી લેખક ખરચજોગું પણ લખાણથી પેદા નહિ કરી શકવાનો, વાહવાહ કહી લોકો સદ્વિચારોને વખાણશે ખરા પણ અંતઃકરણથી તેનું ગ્રહણ બહુજ થોડી સંખ્યામાં કરવાના, કે આધુનિક પ્રશ્નો ઉકેલવાની ઇચ્છા રાખનાર લેખક પર સમાજની કરડી ને ટીકાની દષ્ટિજ રહેવાની, કે કદર તો લાયકાતથી ઘણી વાર ઉંધા પ્રમાણમાં પણ થવાની. તેથી હવે એમ લાગે છે, હા લાગે છે ખરૂં, કે ભોગ લાગ્યા હોય તેણે સાહિત્યમાં આદર્શો રચવા !

ટૂંકામાં, હવે એમ લાગે છે. કે જુવાનીમાં બાંધેલી મહેચ્છાઓને એકત્રિત કરી હોય ને તેને પુસ્તકરૂપમાં લખી હોય, તો તે પુસ્તકનું નામ માત્ર નીચે પ્રમાણે આપી શકાયઃ—

**મારી નિષ્ફલતાઓ.**

**૯૭:**

## નિષ્ફળ જીવનના દિલાસારૂપ વિચારો:—અથવા પલટાતી બાજી

ખરૂં છે કે ઘણું ધાર્યું, ઘણું માન્યું, ઘણું આદર્શરૂપ વિચાર્યું, ને ખરૂં છે કે ઘણું નિષ્ફળ ગયું ને ઘણું નજ સધાયું, તોપણ શું? કંઈ ધાર્યું કોઈ પણ પ્રાણી કરી શકે છે? કયો દેશ એવો છે કે તેમાં પ્રયત્ન એટલા બધાજ સફળ થાય છે?

ખરૂં છે કે યુવાવસ્થામાં સમાજને એકકે અવાજે બધા નિંદવા તૈયાર થાય છે, પણ એમ લાગે છે કે દોષ સમાજનો નથી પણ યુવાવસ્થાનો છે. નિષ્ફળતા કશી થઈજ નથી અથવા થઈ છે તો તે સકારણ થઈ છે. જે સમાજ પરાપૂર્વથી ટકયો આવે છે તેમાં દોષ શોધવા એ કેવું મૂર્ખાઈનું પરિણામ છે? હજી જે શક્ય છે તે એ છે કે પ્રાચીનનું સર્વથા સંરક્ષણ કરવું, નવીનતાને ધુતકારી કાઢવી, ને શુદ્ધ આર્યભાવનાઓનો પુનરુદ્ધાર કરવો.

ખરૂં છે કે ગરીબોની ગરીબાઈ ઓછી કરાય કે તેમનાં દુઃખો કમી કરાય એ અશકય લાગે છે. પણ તેમાં દોષ કોનો? નહિ કે મનુષ્ય-પ્રયત્નનો. ગયા જન્મનાં કરેલાં પાપ, કર્મનું અનિષ્ટ ફલ મનુષ્યમાત્રને ભોગવવુંજ પડે છે, તેવા ફલરૂપ ગરીબોનાં દુઃખો છે, તેવાં ફલરૂપજ તેમની ગરીબાઈ પણ છે, તો તે કયાંથી કમી કરાય? તે કમી ન થાય, છતાં હજી એક વાત હાથમાં છે, ને તે એ કે ફિલસુફીનો પ્રચાર કરવો ને મનુષ્ય-માત્રને સારાં કર્મ કરવા પ્રોત્સાહન આપવું કે જેથી ભવિષ્ય જીવનમાં ફલ માઠાં ન થવા પામે.

ખરૂં છે કે ધર્મમાં સુધારા કરી શકાયા નહિ, પણ શેના કરી શકાય? ધર્મને સમજવાનો ખરો અધિકારજ હવે પ્રાપ્ત થયો છે, તો તેનો ઉપયોગ

ફરી હજી સ્થળે સ્થળે હિંદુ ધર્મનાં પ્રાચીનમાં પ્રાચીન વિચારો ને ભાવનાઓનો બહોળો ફેલાવો કરાવી શકાય. હજી ઘણું કરવાનું છે, ને તે એ કે સડી ગએલાં જુવાન મગજોને જુના ધર્મના શિક્ષણથી આરોગ્યમય બનાવવા પ્રયત્ન કરવો.

ખરૂં છે કે મોજશોખની અનેક વસ્તુઓમાં એક વખત જાતજાતનાં નવીન સ્વરૂપો દાખલ કરવાની ઇચ્છા હતી, પણ હવે તો તે બધું માયારૂપ લાગે છે, દેહના સ્થૂલ ધર્મોને માટેજ તે જરૂરનું ને તેટલા માટે આત્માની ઉન્નતિમાં બોધકરૂપ લાગે છે. હજી જે કરવા લાયક લાગે છે તે શારીરિક કષ્ટો, વ્રતો, ને ઉપભોગમાત્રનો ત્યાગ. દુનિયા ખોટે રસ્તે જતી લાગે છે, હજી તેને જો નિવૃત્તિના માર્ગમાં દોરવી શકાય, ત્યાગી જીવનને અનુકુલ જો બનાવી શકાય, વિરક્તતામાં રસ લેતી જો બનાવી શકાય તો ઘણું શક્ય છે.

ખરૂં છે કે સ્વતંત્રતા મનુષ્યને ખેંચે છે ને ખરૂં છે કે તે પ્રાપ્ત કરવાની મુશ્કેલી છે, પણ હજી જે કરવાનું છે તે એ છે કે સ્વતંત્રતાની મહેચ્છા માત્ર મોહક છે—એ એક ઐહિક સુખનું તત્ત્વ આપે છે, પારમાર્થિક એમાં કશું નથી એવો વિચાર જગતમાં પ્રવર્તાવવાનો છે. સ્વતંત્રતા શું ! પરતંત્રતા શું ! સ્વતંત્રપરતંત્ર તો ઐહિક સંબંધોના ભેદો છે. ઈશ્વર આગળ સૌ કોઈ દાસ છે. હજી એ વાત સર્વ કોઈને કબૂલાવવાની છે.

હવે સ્ત્રીની ઉન્નતિ, ને સાહિત્યની ઉન્નતિ, ને કોઈ પણ પ્રકારની ઉન્નતિ નકામી લાગે છે. ઉન્નતિ ! કેવો મોહથી ભરેલો શબ્દ ! જ્યાં અવનતિજ છે ત્યાં ઉન્નતિ કેવી ! ઉન્નતિ માત્ર એટલીજ જોઈએ કે અવનતિમાંથી આપણી મુક્તિ થાય, ઐહિક જીવનમાંથી આપણે છુટા થઈએ, ને પારમાર્થિક વસ્તુઓ સાથે તન્મય થઈએ. હજી એ કરવાનું કે કરાવવાનું બાકી છે.

ટુંકામાં, હજી એમ લાગે છે કે ખરૂં જીવન શરૂ કર્યુંજ નથી, શારીરિક

ને સ્થૂલ પ્રવૃત્તિઓનો નાશ તેજ આત્માની ને સૂક્ષ્મ પ્રવૃત્તિઓનો જન્મ છે, તેથી હજી મરવાનું બાકી છે, ને મરીશું ત્યારેજ ખરા જીવીશું.

**ત્યારે: હવે: હજી—**

ગરીબ બિચારો મનુષ્ય ! કેટલા બધા મનુષ્યો એવા હશે કે જેઓ વય બદલાતાં વિચારના તરંગો બદલે છે ! કેટલા બધા મનુષ્યો પોતાનેજ વય બદલાતાં મૂર્ખ માનતાં શીખે છે ! ઇશ્વર આવી નબળાઈમાંથી આપણું રક્ષણ કરો !

---

## સાહિત્યમાં રસ

જે દેશનું સાહિત્ય ઉન્નત નથી તે દેશજ ઉન્નત નથી. સાહિત્યમાં પ્રજાજીવન પ્રતિબિમ્બિત થાય છે. જેવું પ્રજાજીવન તેવું સાહિત્ય: અને એમ પણ ખરૂં કે જેવું સાહિત્ય તેવું પ્રજાજીવન. મનુષ્ય જે પ્રકારનું સાહિત્ય વાંચે તેનાથી તેના જીવનની પ્રવૃતિઓ નિર્ણીત થાય છે. સાહિત્યને ને જીવનને ગાઢ સંબંધ છે.

સાહિત્યનું સેવન આપણને આવશ્યક છે. છતાં ધંધામાં વળગ્યા પછી એકમાર્ગી જીવનમાં નિમગ્ન થનારા કેટલા બધા કેળવાયલા મનુષ્યો સાહિત્યની પ્રવૃત્તિ તરફ ઉદાસીનવૃત્તિ ધારણ કરે છે ! સાહિત્ય એટલે તેમને મન કામધંધા વિનાના માણસોના ઉન્મત્ત ઉદ્દગારો. સાહિત્ય એટલે સાક્ષરો(?)ને ખપનું કંઈક, સાહિત્ય એટલે વ્યવહારશૂન્ય અર્થાત્ દુનિયાદારીથી અજાણ કેટલાકોનાં મનની પ્રવૃત્તિ. શા માટે તેમાં લક્ષ આપવું જોઈએ ? સાહિત્યના સેવન કરતાં હમેશ પોતાના ધંધારોજગારની વાતોમાં કે મિત્રો સાથે આડાં-અવળાં ગપ્પામાં કે કલબોમાં કે અન્ય સ્થળોએ રમતગમતમાં બે ઘડી આનંદ તેમને વધારે રુચે છે. આ પ્રકારની વૃત્તિનું એક કારણ આપણાં સાહિત્યોની ચિમડાઈ ગએલી દશા છે, તો બીજું કારણ તેમનાં પોતામાં

પણ છે, ને તે એ છે કે તેમની સૂક્ષ્મ રસિકતા કેળવાઈ નથી હોતી. જેમની રસિકતા સૂક્ષ્મ હોય ને તે રસિકતા કેળવાઈ હોય, તેમને સાહિત્યમાં રસ લીધા વિના નીભીજ કેની રીતે શકે ? વિચાર કરવાની શક્તિ એ મનુષ્યને વિષે લાક્ષણિક છે. તો જ્યાંસુધી તે શક્તિની ખિલવટ થાય ને તે શક્તિને આનંદ મળે તેવી પ્રવૃત્તિમાં મનુષ્ય રસ ન મેળવે, ત્યાંસુધી મનુષ્યત્વની એક ખાસ જરૂરીઆત એને વિષે પૂરી પડ્યા વિનાનીજ રહે છે.

साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः ॥

ઘણી વાર એમ કહેવામાં આવે છે કે સાહિત્યરસિકતા નકામી છે, કારણ તેનાથી કંઈ દ્રવ્યપ્રાપ્તિની શક્તિ મળે છે ? તેનાથી કંઈ ખાવાપીવાનું મળે છે ? નહીંજ. આ દલીલ એટલે અંશે ખરી છે કે સાહિત્યથી દ્રવ્ય-પ્રાપ્તિ થતી નથી, સાહિત્યથી ખોરાક મળતો નથી: પણ તેટલા માટે તે કામનું નથી એ કહેવું ખોટું છે, એટલુંજ નહિ, પણ ઉલટું, તેટલાજ માટે તે કામનું છે, તેટલાજ માટે સાહિત્યરસિકતાનું પોષણ આવશ્યક છે. દ્રવ્યપ્રાપ્તિ કે ખોરાકથી કંઈ મનુષ્યને પૂરતો સંતોષ મળતો નથી. તે બધું મળતાં છતાં જીવનના પ્રશ્નોમાં એને કંઈ કંઈ સંશયોનું નિરાકરણ કરવાનું હોય છે, કંઈ કંઈ આદર્શોનો સ્વીકાર કે અસ્વીકાર કરવાનો હોય છે, વ્યક્તિ ને સમાજ સાથે કંઈ કંઈ સંબંધો સાધવાના હોય છે; અને આ બધાંમાં એને સાહિત્ય ઘણુંજ ઉપયોગી નીવડે છે.

આપણું દૈનિક જીવન આપણને એકના એક ને શુષ્ક બનાવોથી ભરપૂર દીસે છે. પણ આપણને એમ થાય છે તેનું કારણ એ છે કે આપણે વસ્તુઓને ઉપરચોટીઆ રીતેજ જોઈએ છીએ. આપણે વ્યવહારમાં એવા મચ્યાપચ્યા હોઈએ છીએ કે બીજું કશું આપણને જણાતું નથી. પણ આવી શુષ્ક દૈનિક વસ્તુઓમાં પણ સાહિત્યના વિરલ સેવકો કંઈક સ્વર્ગીય તત્ત્વો જોઈ શકે છે અને જગતને તે બતાવી શકે છે; જગત્ ત્યાર પછી કબૂલ કરે છે કે વ્યવહારદૃષ્ટિ ખોટી ને આ બીજી દૃષ્ટિ ખરી. કવિઓ,

નાટકકારો, નવલકથાકારો આપણને પ્રોત્સાહન આપી શકે છે તેનું કારણ આજ છે. જે બનાવોને ને જે જગતને તેઓ જુએ છે, તેનેજ આપણે પણ જોઈએ છીએ; ફેર એટલોજ છે કે એમની દૃષ્ટિ કલ્પના ને આદર્શોથી ભરપૂર હોય છે ત્યારે આપણી દૃષ્ટિ સંકુચિત હોય છે. નિરાશામાં પણ એમને આશા કે આશામાં પણ નિરાશા, શુષ્કતામાં પણ એમને રસિકતા, ઐહિકમાં પણ એમને સ્વર્ગીય તત્ત્વો દૃષ્ટિગોચર થાય છે, ને આપણને તે નથી થતું. પડદા પાછળ શું છે તે એ ખરી રીતે જોઈને બતાવી શકે છે, જ્યારે દુનિયાનો મોટો ભાગ ક્યાંતો તેમ જોવા યત્નજ કરતો નથી કે કરે છે તો સ્વાર્થદૃષ્ટિથી ને છેકજ વ્યવહારદૃષ્ટિથી તેમ કરતો હોવાથી ખરેખરૂં ગૂઢ સ્વરૂપ તે પારખી શકતો નથી. આદર્શો જીવનમાં ક્યાં હોય છે? તે તો સાહિત્યમાંજ હોય. છતાં આદર્શોમાંજ વધારે સત્ય અંશો છે એમ કોણ નહિ કહે? પ્રેમ, મૈત્રી, ન્યાય ઇત્યાદિનાં ઉદાહરણો સંસારમાં મળશે, પણ તે હજી જોઈએ તેવાં નહિ. તેનાં આદર્શભૂત ઉદાહરણો તો કોઈ કવિ કે નાટકકારની કલમથીજ અપાયલાં જણાશે, અથવા તો કોઈ ધર્મ કે નીતિના ઉપદેશકને મુખેજ સાંભળવામાં આવશે. અને કોણ કહેશે કે આવાં ઉદાહરણો કે ઉપદેશોનાં તત્ત્વોમાં સત્ય વસ્તુ વધારે પ્રકાશ પામતી નથી? કોણ કહેશે કે વ્યવહારની વસ્તુઓને પણ અનેક રીતે પ્રોત્સાહન આપે એવી આ સાહિત્યની વાતો વધારે ખરી રીતે ઈશ્વરનું ભાન આપણને નથી કરાવતી? કોણ કહેશે કે તેમાં સત્ય નથી?

સાહિત્યનો ફેલાવો પુસ્તકો છપાતાં થયાં ત્યારથી એટલો બધો થઈ ગયો છે ને એટલો બધો સસ્તી રીતે થાય છે કે જે માણસ સાહિત્ય સાથે સહવાસ રાખે તેને ઘેર બેઠાં સર્વ પ્રકારના મનુષ્યોની સોબત ને શિખામણ મળી શકે છે. કાર્લાઈલ કહે છે તે પ્રમાણે પુસ્તકોના લેખકો—અર્થાત્ ઉત્તમ પુસ્તકોના લેખકોજ ખરા ભવિષ્યવેત્તા છે, તેજ ખરા ધર્મગુરુઓ છે, અને પુસ્તકાલય એજ આપણું વિશ્વવિદ્યાલય છે. ઉત્તમ સાહિત્યસેવક

સમાજનો ને કુદરતનો પરીક્ષક હોય છે; એની ઝીણવટને લીધે એ જે ભવિષ્યદર્શન કરી શકે છે તે અન્ય પુરુષો કરી શકતા નથી. સાહિત્યસેવકજ આપણો ખરો ધર્મગુરુ છે, ધર્મગુરુનો ઉપદેશ એક હોય, ને કોઈ પ્રબળ વિચારકનો ઉપદેશ તેના પુસ્તકમાં આપણે વાંચ્યો હોય તે જો બીજો હોય તો આપણે આ બીજા વિચારથીજ દોરવાઈશું. એ વિચારનો વિચારકજ આપણો ખરો ધર્મગુરુ બનશે. તેમજ પુસ્તકાલયને વિષે પણ એવું છે. એક નાનું પણ વિવેકથી એકઠી કરેલી ચોપડીઓનું પુસ્તકાલય એજ આપણું ખરૂં વિશ્વવિદ્યાલય છે. આપણી શાળાના ગુરુઓ તો કહેવાના ગુરુઓ હોય છે; તેમનાં શિક્ષણના કરતાં પણ વધારે ઉંચું શિક્ષણ આપણને કોઈ પુસ્તકમાં મળ્યું તો આપણે એ પુસ્તકના લેખકનેજ આપણો ખરો ગુરુ માનવાના. આવા અનેક ગુરુઓનો સંગ્રહ હાલના સમયમાં એક પુસ્તકાલયની મદદથી કરી શકાય છે. કાર્લાઈલે યોગ્યજ વિચાર દર્શાવ્યો છે કે પુસ્તકાલય એજ આપણું ખરૂં વિશ્વવિદ્યાલય છે.

ખુલ્લુંજ છે કે સાહિત્યરસિક પુરુષ પોતાના જીવન પર જે શુદ્ધ પ્રકાશ પાડી શકશે તે અન્ય પુરુષો નહીંજ પાડી શકે; તેટલા આનંદથી કે તેટલી સરલતાથી તો નહીંજ પાડી શકે. સાહિત્યરસિક પુરુષો આ વિશ્વની રંગભૂમિનો સૂત્રધાર તેને કેમ કાબુમાં રાખે છે તે જોવા તરફ હમેશ પોતાની દૃષ્ટિ રાખશે. સાહિત્યરસિક પુરુષો વ્યવહારની શુષ્કતામાં પણ કંઈક અનેરી રસિકતા જોઈ ને અનુભવી શકશે. સાહિત્યરસિક પુરુષોને જીવનમાં કંટાળાના પ્રસંગો ઓછા આવશે, કારણ તેઓ વાચન કે વાચન નહિ તો મનન કે મનન નહિ તો ઉચ્ચ દૃષ્ટિથી નિરીક્ષણ કરવામાં હમેંશ ઉદ્યુક્ત હોય છેઃ તેમનાં જીવનમાં શૂન્યતાના પ્રસંગો બહુ ઓછા આવી શકશે. તે જે ભૂમિકા પર વસે છે તે ભૂમિકાજ એવી ઉત્તમ હોય છે કે ત્યાંથી વ્યવહારજીવનની કટુતામાં પણ તેને મધુરતા મળી આવે છે, ગરીબાઈમાં પણ તેને સારા વિચારો ને ઉન્નત આત્માના આદર્શોની સંપત્તિ હોય છે, સંસારમાં હલકી

સ્થિતિમાં પણ તેને તેની સ્વતંત્ર ભાવનાઓની ભવ્યતાને બળે ઉચ્ચતાજ હોય છે, જંગલમાં પણ મંગલ હોય છે, દુર્ભાગ્યમાં પણ સદ્‌ભાગ્યના અંશો હોય છે. સારાંશમાં, જે કંઈ કંટાળો આપે કે તકલીફ આપે તેવું હોય છે તે તેવું મટી જઈ સારી ભાવનાઓને બળે સારૂંજ જણાય છે. અને કોણ કહેશે કે સારી ભાવનાઓને કેળવવામાં સાહિત્યરસિકતા બહુજ અગત્યનો ભાગ નથી ભજવતી?

---

## કલ્પનાવાદ

સ્વપ્નાં મનુષ્યમાત્રને આવે છે, પણ તે બે જાતનાં હોય છે. ક્યાંતો તે ઉંઘમાં આવે કે ક્યાંતો તે જાગ્રદવસ્થામાં આવે. પ્રથમ પ્રકારનાં સ્વપ્નાં નિદ્રાની સ્વસ્થ સ્થિતિને હાનિકારક છે, ને જાગ્રદવસ્થામાં કોઈ પણ રીતે લાભકારક નથી. પણ દ્વિતીય પ્રકારનાં સ્વપ્નાં જીવનમાં ઘણાં ઉપયોગી છે. એવાં સ્વપ્નાં એટલે કલ્પનાની સૃષ્ટિમાં યથેષ્ટ વિહાર, એવાં સ્વપ્નાં એટલે વ્યવહારથી દૂર જઈ આદર્શવિચારોમાં રમવું તે.

એક પ્રસંગે મારા એક ભાષણમાં મેં એવો વિચાર દર્શાવ્યો હતો કે વિદ્યાર્થીજીવનના કેટલાક ખાસ હક્કો હોય છે તેમાંનો એક એ છે કે કલ્પનાઓ ને આદર્શોની સૃષ્ટિમાં મનગમતું અટન કરવું. વ્યાવહારિક જીવન કેવું હોય તેનો વિદ્યાર્થીઅવસ્થામાં બહુજ થોડાઓને બરાબર ખ્યાલ હોઈ શકે છે. સંજોગો વિદ્યાર્થીઓને વ્યવહારથી વિમુખ રાખે તેવાજ હોય છેઃ તેમનું જ્ઞાન પુસ્તકો દ્વારા તેમને પ્રાપ્ત થાય છે ને ગુરુદ્વારા થાય તેમાં પણ એમ તો ખરૂંજ કે વ્યાવહારિક તત્ત્વો થોડાં હોવાનો સંભવ હોય છે, કારણ એ ગુરુઓ જેમ આદર્શસૃષ્ટિમાં વધારે વિરમે તેમ તેમનું કાર્ય વધારે ઉચ્ચતર નીવડે ને એ ગુરુઓનું જીવન એકમાર્ગીજ હોઈ શકે. વ્યવહારની મુશીબતો એવા નોકરી કરનારાઓને ભાગ્યેજ અનુભવવી પડે.

તેને લીધે વિદ્યાર્થીઓ વ્યવહારથી દૂરજ રહે છે. વળી તેઓ યુવાવસ્થામાં હોય છે, ને યુવાવસ્થાનો પ્રસંગ આશાઓ, આદર્શો, કલ્પનાઓ, સ્વપ્નાંઓનો હોય છે. આવાં કારણોને લીધે વિદ્યાર્થીજીવનનો જાણે ખાસ હક, મારા તે ભાષણના મુખ્ય મુદ્દા પ્રમાણે **ધન્ય અધિકાર**, સ્વપ્નામાં મહાલવાનો, કલ્પનાઓ કરવાનો, ને આદર્શો રચવાનો હોય છે. અને ભલે તેમ હોય! જે યુવક એ અધિકાર ઉત્તમ રીતે ભોગવ્યો નથી તેનું ભવિષ્ય ભાગ્યેજ ભભકતું નીવડે છે.

યુવકોને જેમ આવશ્યક છે તેમ મનુષ્યમાત્રને આ વાત આવશ્યક છે. જે નજર આગળની વાતોથી દૂરની વાતોનો વિચાર કરી શકતો નથી, જે અમૂલ્ય આશાઓથી ભરેલાં મીઠાં સ્વપ્નાંઓ અનુભવી શકતો નથી, જે ઉચ્ચ આદર્શોને પોતાના ભવિષ્યના જીવનનાં નિયામક તત્ત્વો તરીકે સ્થાપી શકતો નથી, તેની ઉન્નતિ ભાગ્યેજ થાય છે, ને થાય તોપણ નહિ જેવી થાય છે.

કલ્પનાઓ કરવી—સ્વપ્નાંઓ અનુભવવાં એનો અર્થ કેટલીક વાર એવો કરવામાં આવે છે કે ચંદ્રમાને પકડવાને હાથ ઉંચો કરવા જેવું છે: અર્થાત્ વ્યવહારમાં અસાધ્ય વસ્તુને સાધવા માટે ખોટાં ફાંફાં મારવાં કે શક્તિનો ખોટો વ્યય કરવા જેવું છે. હવે આમ છે કે નહિ તેનો આધાર કલ્પનાઓ કેવી હોય તેના પર રહે છે. મારે કે તમારે એવી કલ્પના કરવી કે હું જાપાનનો રાજા હોઉં તો પ્રજાને આમ સુખ આપું ને તેમ સુખ આપું, આવો કાયદો કરૂં ને તેવો કાયદો કરૂં ઇત્યાદિ ઇત્યાદિ વિચારો ઉપહસનીય ને તેને અમલમાં આણવાનો મગજને આપેલો શ્રમ તદ્દન વ્યર્થજ ગણાય: અને કેટલાકની કલ્પનાઓ થોડેવત્તે અંશે કંઇક આ શ્રેણિમાં આવે એવી હોય છે ખરી, તેને લીધે કલ્પનાવાદજ દુનિયામાં ઉપહાસરૂપ થઈ પડયો છે. પણ મારે કે તમારે એવી કલ્પના કરવી કે લેખક થવું તો ઉત્તમ થવું કે શિક્ષક થવું તો ઉત્તમ થવું કે વકીલ થવું તો ઉત્તમ થવું કે તે તે થવું તો શા શા

વિચારો અમલમાં મુકવા ને શા આદર્શોથી જીવન વ્યતીત કરવું એવી કલ્પના વ્યક્ત રૂપમાં નહિ તો અવ્યક્ત રૂપમાં પણ જે મનુષ્યને નથી હોતી તે પોતાના ભાવીને ભાગ્યેજ ઉજ્જવલ બનાવી શકે છે.

કલ્પના વિના કોણ સમાજનો સુધારક બની શકે છે? કલ્પના વિના ધર્મમાં પણ કોણ સુધારક બની શકે છે? કલ્પના વિના કોણ પોતાના ને અન્યના જીવનને ઘણું ઉન્નત બનાવી શકે છે? જેમ કલ્પના ઉદાત્ત, તેમ જીવન વધારે સારૂં નીવડવાનો સંભવ વધારે. જેટલી કલ્પનાઓ વધારે ઉંચી તેટલા તેને ફળીભૂત કરવાના પ્રયત્ન પણ વધારે જબરા કરવા પડે છે, ને તેમ થયાથી ધાર્યું પાર ન પડે તોપણ કંઈક તો સાધી શકાયજ: કલ્પના વિના જે કંઈ સધાય ને કલ્પના સાથે જે કંઈ સધાય તે બેમાં હમેશ ફેર પડવાનો.

કલ્પનાને ને વિજ્ઞાનને ઘણી વાર વિરોધ દર્શાવવામાં આવે છે. વિજ્ઞાનની ખરી વૃદ્ધિ અનુભવવિદ્યા ને પ્રયોગોને બળે થવા પામી છે, ને કલ્પના આ વસ્તુઓ સાથે વિરોધ ધરાવે છે, માટે કલ્પના ત્યાજ્ય છે એમ કહેવામાં આવે છે. પણ આ સત્ય નથી. કલ્પનાને ને આનુભવિક જ્ઞાનને વિરોધ છે ખરો, પણ કલ્પનાને ને વિજ્ઞાનને વિરોધ તો નથીજ. નવી નવી કલ્પનાઓ વિના વિજ્ઞાનના કેટલા થોડા નિયમો શોધી શકાય છે? કલ્પનાઓ વિના કઈ નવી શોધો શકય છે? ન્યૂટને પૃથ્વી પર પડતી વસ્તુઓ, ને આકાશમાં સૂર્ય તરફ આકર્ષાતા ગ્રહોનો નિયમ એકજ હોવો જોઈએ એ માત્ર કલ્પ્યુંજ હતું, ને તે કલ્પ્યું ન હોત તો ગુરુત્વાકર્ષણનો મહાન્ નિયમ શોધી નજ શકાયો હોત. ઘણા નિયમો આમ પ્રથમ કલ્પિતજ હોય છે. બનાવો સાથે બંધબેસતા માલમ પડવાથી તે સિદ્ધ થયા ગણાય છે. પણ જો કલ્પાયા ન હોત તો તે સ્થપાયા પણ ન હોત એ પણ નક્કી છે. વિજ્ઞાનની શોધખોળોનું પણ તેવુંજ છે. આગગાડી, મોટાર, હવાઈરથો વગેરે આધુનિક વિજ્ઞાનનાં અજબ પમાડે તેવાં સાધનો પણ શરૂઆતમાં કોઈ

કોઈ વિજ્ઞાનશાસ્ત્રીના મગજમાં સ્વપ્નદર્શનજ હતાં. વિજ્ઞાનની ખરી વૃદ્ધિ કલ્પના વિના કદાપિ શક્ય નથી.

જેની કલ્પનાઓ શુદ્ધ, જેનાં સ્વપ્નદર્શનો મીઠાં, જેના આદર્શો ઉંચા, ને તે બધું ખરૂં પડે તે જોવાની જેની ઇચ્છા ઉત્કૃષ્ટ ને તે માટેનો જેનો શ્રમ અથાગ તે મનુષ્યજ જગત્માં કંઈક કરી શકે છે. બાકી તો વ્યવહાર-જીવન સાધારણ અનુભવ પ્રમાણે નીભાવ્યા કરનારાઓની તો દુનિયા બનેલી છેજ; તેઓ જીવન જીવે, પણ વિશેષ કંઈ કરી બતાવે એવું જવલ્લે બને છે. ખરૂં છે કે કલ્પના કરનારાઓ નિષ્ફળ પણ નીવડે છે, સ્વપ્નદર્શીનો માત્ર સ્વપ્નની અવસ્થામાં પણ રહે છે, ને આદર્શો બાંધનારાઓ આદર્શની ઉચ્ચતાના પ્રમાણમાં તે ફલીભૂત ન થતાં વધારે ને વધારે મુશીબતો પણ અનુભવે છે, તેમ છતાં એ પણ ખરૂં છે કે આ બધી નિષ્ફળતામાંજ સફળતાનાં બીજ સમાયલાં હોય છે. યાદ રાખવાનું માત્ર એટલુંજ છે કે એ કલ્પનાઓ સટ્ટારૂપ ન હોવી જોઈએ: શ્રમના પ્રમાણમાં કલ્પના, કલ્પના-ના પ્રમાણમાં શ્રમ જોઈએ. જો આમ હોય તો કોઈ પણ કલ્પના અન્તે નિષ્ફળ જતી નથી. કલ્પો ને તમે સુધરશો; કલ્પો ને તમે વધશો; કલ્પો ને તમે સુખી થશો.

---

## કુદરત

મનુષ્ય કુદરતનું અંગ છે. કુદરતને એ ચાહે છે, તેનું કારણ એ છે કે એ કુદરત છે. જે કુદરતમાં નથી તે એનામાં પણ નથી, જે એનામાં નથી તે કુદરતમાં પણ નથી. કુદરત ઈશ્વર છે; અથવા તેમ નહિ, તોએ કુદરતમાં ઈશ્વર તો છેજ. જેને કુદરતનો પ્રેમ નથી તેને ઈશ્વરનો પ્રેમ નથી: તે ભયંકર છે, તે કૃત્રિમ છે, ને કૃત્રિમતા હમેશ સદ્ગુણથી દૂર વસે છે. માટે તેવા માણસથી હમેશ ચેતતા રહેવું. કુદરતનો વિરોધી નીતિનો વિરોધી છે.

કુદરતમાં શુદ્ધતા છે. કુદરતમાં મધુરતા છે. કુદરતમાં પવિત્રતા છે. જો કુદરતમાં તે તે નથી તો કશે તે નથી.

જેમ કુદરતી અંશો મનુષ્યમાં વધારે તેમ તેનામાં શુદ્ધતા, મધુરતા, પવિત્રતા વધારે. ઉત્તમ કવિમાં આ બધું છે. એ કુદરતમય છેઃ એ પોતે ને એની આસપાસની સૃષ્ટિનો ભેદ એને મન છેજ નહિ; માટેજ એ જ્ઞાતા છે. ખરો તત્ત્વવેત્તા એજ છે.

કુદરતને ચાહવી હોય તો કુદરતમાંજ ફરો. પક્ષિઓના કિલકિલાટમાં, સૂર્યના ઉદયાસ્તમાં, નદીઓના ખળખળાટમાં, સમુદ્રની ભરતીઓટમાં શું છે તે જુઓ. પવનના સુસવાટમાં, વરસાદની હેલિઓમાં શું છે તે જુઓ. પર્વતોની તળેટીમાં ને જંગલોની ઝાડીમાં શું છે તે જુઓ. જુઓ એટલુંજ બસ છે. અહીં જ્ઞાતા ને જ્ઞેયનો ભેદ નથી. શું છે તે જોતાની સાથેજ તેની સુંદરતા, મધુરતા, ભવ્યતા, દિવ્યતા જે હશે તે તમે જાણશો. અહીં જોતાંની સાથેજ જ્ઞાન મળે છે. જેને તેમ નથી થતું તેને કદાપિ જ્ઞાન નથી મળતું.

કુદરત વિના શારીરિક ને માનસિક જીવન અશક્ય છે. કુદરત વિના આપણું પોષણજ ક્યાં છે? કુદરતની દયા પર આપણે ક્ષણે ક્ષણે આધારભૂત છીએ. આપણું અન્ન, આપણો શ્વાસોચ્છ્વાસ, આપણું પાણી, આપણી રોજની ને ક્ષણેક્ષણની વસ્તુઓ આપણને કુદરતજ પુરી પાડે છે. માનસિક જીવન માટે પણ તેમજ છે. આપણે સમાજ તરફથી કંઈ કંઈ આશાઓ રાખીએ છીએઃ મિત્ર મદદ કરશે, માતાપિતા પોષણ કરશે, રાજા પાલન કરશે—એ શ્રદ્ધાને બળેજ માનસિક શાન્તિ ને માનસિક જીવન અનુભવી શકીએ છીએ એ શ્રદ્ધાનો આધાર શેના પર છે? કુદરત ને કુદરત પરજ. કુદરતના નિયમ પરજ એ શ્રદ્ધા આધાર રાખે છે. સારાં તરફથી સારાની આશા રાખવી, મિત્ર તરફથી મૈત્રીની, માતાપિતા તરફથી પોષણની, રાજા તરફથી પાલનની એ બધી આશાઓ તે તે વ્યક્તિઓના સ્વભાવ ટકી રહે તેના પર આધાર રાખે છે, ને જેમ બનતું આવ્યું છે તેમ બનશેજ એ

નિયમ પર તે વિષે આપણી શ્રદ્ધા છે. એ નિયમ કુદરતનો છેઃ એ કુદરતજ છે.

કુદરત વિના આપણી પ્રગતિ પણ ક્યાં છે? વિજ્ઞાનને બળે આપણે કુદરત પર સત્તા મેળવી શકીએ છીએ, ને કુદરતને આપણી સહાયક—કેટલાક કહે છે તેમ ગુલામ બનાવી શકીએ છીએ. આગગાડી, તાર, મોટોર, હવાઇરથો ઇત્યાદિ બધું કુદરત પર વિજ્ઞાનને બળે આપણી સત્તા દર્શાવે છે, ને તેને લીધે આધુનિક પ્રગતિ છે. પણ આપણે કુદરતને સહાયક કે ગુલામ બનાવી એટલે શું? કુદરત કંઈ જાણે ભિન્ન વસ્તુ હોય ને તેને તાબે કરી હોય એમ તો નથીજ. વિજ્ઞાનવેત્તાઓ એવી મગરૂબી ધરાવે છેઃ તેઓ માને છે કે કુદરતથી તે ચઢ્યા, કુદરતને તો ઊઠબેસ તેઓ કરાવે છે. ગરીબ બિચારા વિજ્ઞાનવેત્તાઓ! મને તમારી દયા આવે છે. દયા આવે છે તે એટલા માટે કે તમને તમારી નિર્બલતાનું ભાન નથી. કુદરતને તમે દાસ કરો છો! તમે દાસ કરો છો! નહીંજ. કુદરતનું એક બળ કુદરતના અન્ય બળ પર સત્તા ભોગવે છેઃ તમે કશુંજ કરી શકતા નથી. તમે માત્ર કુદરતને તમારી સહાયક બનાવી શકો છો. વિશેષ તમારે માટે અશક્ય છે.

પ્રિય વાચક! તું કુદરતને ચાહજે, ને કુદરત તને હમેશ ચાહશેજ. તારા આનંદમાં તે વૃદ્ધિ કરશે, તારા દુઃખમાં તે દિલાસો આપશે. આપણે આનંદમાં હોઈએ છીએ ત્યારે કુદરત પણ શું આપણને આનંદમાં નથી દીસતી? આપણો આનંદ તે દ્વિગુણ બનાવે છે. આપણે દુઃખમાં હોઈએ છીએ ત્યારે તે પણ શું ગમગીન નથી દીસતી! કુલાપી કહે છે તેમ જરૂર તેમાં કંઈક કીમીઓ છે; તેમાં કંઈક એવું જાદુ છે કે જે જેમ ચાહ્ય તે તેમ તેને જોઈ શકે છે. તેની આવી ઉદારતામાંજ તેનું ઐશ્વર્ય છે.

જગત્માં ઠગો છે, જગત્માં ટંટો છેઃ કુદરતમાં તે કદાપિ નથી. કુદરત કોઈને ઠગતી નથીઃ તેમાંજ કુદરત પર કહેવાતી સત્તા મેળવનારા વિજ્ઞાનવેત્તાઓને પણ ફત્તેહ મળે છે. કુદરત ઠગે છે તો તે માત્ર ઠગોનેજ ઠગે છેઃ કુદરત ટંટો કરે છે તો તે માત્ર ટંટાખોરો સાથેજ તેમ કરે છે.

કુદરત સાથે વિરોધ રાખી કોણ ફાવ્યો છે? કોણ તેવી રીતે આનંદ ને સુખ પણ મેળવી શકે છે? દુર્ગુણી જીવન કૃત્રિમ જીવન છે, માટેજ દુઃખી છે. સદ્‌ગુણી જીવન કુદરતી જીવન છે, માટેજ સુખી છે ને શ્રેષ્ઠ છેઃ સુખી ન દેખો તો માનો કે તે સુખી હોવુંજ જોઈએ, અન્તે તેજ સુખી નીવડવું જોઈએ. કુદરતમાં ઈશ્વર દશ્યમાન છે. કોઈ કહે કે ઈશ્વરમાં હું માનતો નથી, કારણ તેને હું **જોતો** નથી. તેને હું એટલું જ કહીશ કે **કુદરતને જો** : ત્યાં ઈશ્વર છે, ને ત્યાંજ છે. તારી આંખને તું જુએ છે? તારા આત્માને તું જુએ છે? તને પોતાને તું જુએ છે? જો જુએ છે તો બતાવ, શી રીતે? તે તે વસ્તુઓને તેના આવિર્ભાવ અથવા તેની ક્રિયાઓમાંજ તું સૂચિત જોય છેઃ તેમ નહિ તો જોતોજ નથી, છતાં તેમાં માને છે. તેવીજ રીતે કુદરતમાં ઈશ્વરને જો, અથવા ન જોવાય તો માન, અને કુદરતમાં ઈશ્વર છે, તો કુદરતને ચાહ, કુદરતને અનુસર, કુદરતને પૂજ; પછી તારે શું બાકી રહેશે?

---

## લગ્ન

બેકને લખ્યું છે કે જેઓ લગ્ન કર્યા વિનાનું જીવન ગાળે છે તે ઉત્તમ મિત્ર, ઉત્તમ શેઠ, ને ઉત્તમ નોકર હોય છે, પણ તેઓ કંઈ હમેશ ઉત્તમ પ્રજા હોતા નથી, કારણ તે જલદીથી નાસભાગ કરી શકે છે. ડગા ને લુચ્ચાઈથી ભરપૂર મુંબઈ શહેરમાં જો કોઈ એકલડોકલ જુવાન માણસ ભાડે રાખવાની ઓરડી શોધવા જાય તો સારી ચાલોમાં તેને પહેલો પ્રશ્ન એ કરવામાં આવશે કે કુટુંબી છો કે એકલા? એકલા માણસના પર અણવિશ્વાસ બતાવવામાં આવે છે. આમ પ્રજા તરીકેના જીવનમાં ને શહેરી તરીકેના જીવનમાં એકલા માણસો તરફ જે અણવિશ્વાસની નજરથી જોવામાં આવે છે તે સત્ય છે ખરૂં? આ પ્રશ્નનો ઉત્તર કંઈ સરળ નથી, કારણ કે કેટલાક

કુટુંબીઓ એકલા માણસો કરતાં ઘણા વધારે લેભાગુ હોય ને કેટલાક એકલા માણસો કેટલાક કુટુંબીઓ કરતાં ઘણા વધારે લેભાગુ હોય. તોપણ સમાજમાં એકલાઓ તરફ સામાન્ય રીતે અણવિશ્વાસની કરડી નજર હોય છે. તેનાં કારણો એ છે કે લગ્ન મનુષ્યને બંધનમાં આણે છે, લગ્ન મનુષ્યને નરમ બનાવે છે, લગ્ન મનુષ્યને રીતભાતમાં આણે છે: શબ્દના પૂરેપૂરા અર્થમાં તે મનુષ્યને ગૃહસ્થ બનાવે છે. ગૃહસ્થ નહિ તેનો વિશ્વાસ જો સમાજ ન કરે તો તે સકારણ છે.

એકલા કરતાં બેકલાનું જીવન સામાજિક દૃષ્ટિએ ચઢીઆતું છે એટલું-જ નહિ, પણ વ્યક્તિજીવનની દૃષ્ટિએ પણ એ ચઢીઆતું છે. એકલાનું સુખ તે સુખ નથી, ને બેકલાનું દુઃખ તે દુઃખ નથી. દુઃખ વિભાગથી ઘટે છે, ને સુખ વહેંચાયાથી વધે છે.

તેમ છતાં કંઈ એમ તો નજ ગણી શકાય કે પરણવું દરેક સ્ત્રી કે દરેક પુરુષને આવશ્યક છે, અને ભાગ્યેજ એમ કહી શકાય કે ઢિંગલા-ઢિંગલીની પેઠે એકબીજાની લાયકાત ને વલણના અભ્યાસ વિના માત્ર પારકાં પરણાવે તે આવશ્યક છે. લગ્ન પછી દરેકને લગ્નની ફરજો અદા કરવી પડે છે, અને તે ઉપરાંત, કેટલીક ઉમેદોને તજી દેવી પડે છે. ધારો કે કોઈની ઉમેદ એકલા જીવનમાંજ સફળ થાય એવી હોય ને તે ઉમેદનું તેને ઘણું મન હોય તો શું તેનો તેણે ત્યાગ કરવો.? ધારો કે કોઈ સ્ત્રીને દેશસેવાની ઉજ્જવલ ઉમેદ હોય, ધારો કે તેને સાહિત્યમાં નિમગ્ન રહેવાની સતત મહેચ્છા હોય, કે ધારો કે તેને ઐહિક આનંદો તરફ તિરસ્કારનું વલણ હોય, ને તે બધાને માટે તેનામાં લાયકાત હોય, તો શું તેણે પરણીને નાહક પસ્તાવું? ધારો કે કોઈ પુરુષને પણ તેવીજ રીતે તન, મન, ને ધનનું અર્પણ કરી દેશ કે સમાજને માટે સ્વાર્થત્યાગનું જીવન ગુજારવું હોય, કે ધારો કે તેને ધંધા કે કામનું એવું દબાણ હોય ને તેમાં એટલું બધું સાધ-

વાની ઉમેદો હોય કે કોઈ પણ જાતનો વિક્ષેપ તેને ઇષ્ટ ન હોય અને લગ્ન તેને વિક્ષેપરૂપ હોય. તો શું તેણે પણ ધુંસરીમાં જોડાઈ જવું ને ધારેલી ઉમેદોનો નાશ કરવો ? જવાબ દેતાં આપણને આચકો આવશે. પણ આપણે એટલું જોઈ શકીશું કે આવા દાખલાઓ માત્ર અપવાદરૂપજ ગણી શકાય. સાધારણ રીતે પરણેલા જીવનમાંજ સુખ છે. પરણેલી જિંદગીમાં બંધન છે, પણ તે મનુષ્યને ઉન્નત કરે તેવું બંધન છે, મનુષ્યમાં મનુષ્યત્વ ખિલવે તેવું બંધન છે, મનુષ્યને સંસ્કારી આનંદોને માટે લાયક બનાવે તેવું બંધન છે : તેથી એવું બંધન સર્વથા ઇષ્ટ છે. લગ્ન એ સ્વાર્થત્યાગની પાઠશાલા છે. પરણેલ જીવન માણસને આપલે શીખવે છે : આગ્રહદુરાગ્રહના ત્યાગનું ત્યાં શિક્ષણ મળે છે. ત્યાંજ માણસ સામાજિક જીવનને લાયક બને છે. વળી લગ્ન એ એવી સંસ્થા છે કે સ્ત્રી વા પુરુષને જીવનના જુદા જુદા સમયોની આગળપડતી જરૂરીઆતો પૂરી પાડે છે. યુવાવસ્થામાં પ્રેમના ઉછાળાએ કયા યુવક કે કઈ યુવતીના હૃદય પર સત્તા નહિ સ્થાપી હોય ? લગ્ન તે ઉછાળાઓ પવિત્ર દિશામાં સંકુચિત રાખે છે: લગ્ન તે ઉછાળાઓને શાન્તિ-પ્રદ બનાવે છે, જ્યારે લગ્ન વિના તે સ્ત્રીપુરુષના જીવનને બાળનારા, સંહારનારા નીવડે છે. તોફાનની શાન્તિ પછી, આધેર વયે, કઈ સ્ત્રીને કે કયા પુરુષને પોતાના જીવનસખાની જરૂર નથી માલૂમ પડતી ? લગ્ન આ સખ્ય પૂરૂં પાડે છે. વળી વૃદ્ધાવસ્થામાં સૌકોઈને શારીરિક અશક્તિ માલૂમ પડે છે. તે સમયે પત્ની પતિની સેવિકા બને છે, ને પતિ પત્નીનો સેવક—બનવો જોઈએ. જુદી જુદી જીવનની અવસ્થાઓમાં એકસરખી રીતે સહાયક બીજું શું હોઈ શકે ? લગ્નજ; અર્થાત્ લગ્નના પરિણામરૂપનો સંબંધ.

પણ આવા આદર્શરૂપ કેટલા સંબંધ થવા પામે છે ? કેટલા બધા સંબંધોમાં પરણ્યા પછી હિંદુસ્તાનમાં પસ્તાવું પડે છે ? ને તેમ થાયજ. કારણ કે અહીં લગ્ન પરણનારાંઓની સંમતિ વિનાનાં થાય છે. કેળવણીની વૃદ્ધિ થતાં, કંઈક સમય બદલાતાં ઉદ્ભવતી આવશ્યકતાઓને લીધે લગ્ન

હવે મોટી ઉમ્મરનાં થવા માંડ્યાં છે, ને ઇચ્છો કે ન ઇચ્છો, લગ્નની વય વધી કે લગ્ન કરનારાંઓની સંમતિ લેવાતી થશેજ.

પણ અહીં એક બીજી બાબત વિચાર માટે અગત્યની જણાય છે. લગ્ન કેટલી ઉમ્મરે કરવાં? કન્યાની ઉમ્મર કેટલી જોઈએ? વરની ઉમ્મર કેટલી જોઈએ? આવા પ્રશ્નના ચોક્કસ ઉત્તર કદાપિ ન આપી શકાય, કારણ કે ઉમ્મર તો માત્ર શારીરિક ને માનસિક વિકાસનું ચિહ્ન છે. ઉમ્મર તો માત્ર જીવનમાં કેટલું આગળ વધ્યાં તેનું સૂચન છે. જે અગત્યનું છે તે આ વિકાસ છે. લગ્નથી શારીરિક ફરજો ઉત્પન્ન થાય છે, લગ્નથી માનસિક ફરજો ઉત્પન્ન થાય છે, લગ્નથી સામાજિક ફરજો ઉત્પન્ન થાય છે; અને આ બધી બાબતોના સંબંધમાં સરખી ઉમ્મરનાં સ્ત્રીપુરુષોમાં કંઈ સરખોજ વિકાસ હોતો નથી, તો પછી ઉમ્મરની હદ બાંધવી એ હાસ્યજનક ગણાય. શરીરની પૂરતી ખિલવટ યુવક કે યુવતીની અઢારથી વીસ વર્ષના સુમારમાં થએલી સામાન્ય રીતે ગણી શકાય. માનસિક ખિલવણી યુવકો કરતાં યુવતીઓની જલદીથી થાય છેઃ સામાન્ય રીતે અઢારથી વીસ વર્ષના યુવક કરતાં તેટલીજ ઉમ્મરની યુવતી દુનિયા વિષે વધારે જાણતી હશે. વળી લગ્નથી ભરણપોષણની ફરજ ઉત્પન્ન થાય છે. જે જાતે કમાતો નથી તેણે લગ્ન કરવું એ ભયંકર છે; એનું લગ્ન એને મુશીબતમાં નાંખે છે, અને એની પોતાનીજ ભવિષ્યની ઉમેદો પર અંકુશ આણે છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે દારિદ્ર્ય જ્યારે બારણામાંથી પ્રવેશ કરે છે, ત્યારે પ્રેમ બારીમાંથી કુદકો મારી નાસી જાય છેઃ આ કહેવત જીવનના કડવા અનુભવનું સામાન્ય નિરૂપણ કરાવે છે. પ્રેમ, સ્નેહ એ પણ ઘણે અંશે દરિદ્રતા દાખલ થતાં નાસભાગ કરે છે. આર્થિક સ્થિતિનો પાયો જેનો મજબુત થયો નથી તેણે લગ્ન કરવું એટલે એમજ કે તેણે પોતાનું ભવિષ્ય બગાડવું, લગ્નની કડવાશોને ખૂબ વધારી દેવી, ને સમાજમાં પણ બોજારૂપ જીવન વ્યતીત કરવું.

તોપણ આ સત્ય, આ હદ નજરમાં રાખતાં છતાં એટલું કહી શકાય કે લગ્ન કરવાનો સમય નાહક લંબાવવો નહિજ. આવી બાબતોમાં ગણુતરી માત્ર ઉપલકીઆજ સંભવી શકે. બહુજ મોટી ઉમ્મરનાં લગ્ન કંઈ હમેશ સુખકારક નથી નીવડતાં: તેમાં બકરૂં કાઢતાં ઊંટ પેસી જવાનો ભય મજબુત છે. નાની ઉમ્મરે યુવક ને યુવતી બન્ને હજી ખીલતાં છે. હજી એકબીજાંનાં માનસિક વલણો બદલાઈ શકે તેમ છે. પણ મોટી વયે નાસ્તિક તે નાસ્તિક ને આસ્તિક તે આસ્તિક, શોખીન તે શોખીન ને લુખ્ખું તે લુખ્ખું, કડક તે કડક ને નરમ તે નરમ: આમ અમુકજ વલણમાં સ્ત્રી કે પુરુષ મક્કમ રહે છે; ને મક્કમપણું પરણેલાંઓને કયે દિવસે સુખકારક નીવડ્યું છે? પતિપત્નીનાં સુખને માટે જે આવશ્યક છે તે એ છે કે બન્નેની લાગણીઓનું ઐક્ય, બન્નેના વિચારોની સમતા, બન્નેના જીવનમાં અનુકૂલતા—આ ન હોય ત્યાં સંપાદન કરવાનું છે, ને તે સંપાદન કરવાનું કાર્ય અમુક વય સુધીજ શક્ય છે. જેમ કેળવણી ખીલતાં મગજોનેજ આપવી સુગમ છે તેમ આવું ઐક્ય સ્થાપવું એ પણ અમુક વય સુધીજ શક્ય છે: આગ્રહી વ્યક્તિબળ જ્યાંસુધી રૂઢ થયું નથી, ત્યાંસુધીજ તે શક્ય છે. તે ઉપરાંત, જ્યાં છૂટાછેડા અશક્ય છે ત્યાં યાદ રાખવાનું છે કે એક વાર પરણ્યા ને હમેશ બંધાયા: બંધન સરળ હશે તો સુખ મળશે, તેમ નહિ હોય કે નહિ થઈ શકે તો દુઃખ મળશે. આ હેતુથી નાની વયનાં લગ્નને હું પસંદ કરૂં છું: નાની વયનાં એટલે સામાન્ય રીતે કન્યાની સોળ-સત્તરની ઉમ્મરનાં ને વરની બાવીસતેવીસની ઉમ્મરનાં.

———

## આચાર ને વિચાર

આચાર ને વિચાર: વર્તન ને મનન—એ અનુક્રમ હું હંમેશાં પસંદ કરૂં છું, ને એ અનુક્રમમાં હું હમેશ એક ગર્ભિત અર્થ જોઉં છું. આચાર ને

વિચાર, એ બેમાં પ્રથમને હું વધારે અગત્યનો ગણું છું ને પ્રથમ દ્વિતીયને બહુ સહેલથી દોરવી શકે છે એમ હું માનું છું. આ વાતના પુરાવા જોઈતા હોય તો સહેલાસપ મળી શકશે. ધારો કે તમે શાન્ત પ્રકૃતિના છો. તોફાન કરો ને તમે તોફાનને ચાહતા બનશો. ધારો કે તમે સુધારક નથી. છૂટ લો ને તમે સુધરેલા વિચારના બનશો. ધારો કે તમે સ્ત્રીસ્વાતંત્ર્યની વિરુદ્ધ છો. તમે તેનો સ્વાદ ચાખો ને તમારા વિચારો બદલાશે. આની વિરુદ્ધ ધારો કે કોઈ વિચારોને આચારમાં મુકવાની તમે ઇચ્છા રાખો છો, છતાં એમ સંભવિત બનશે કે તમે વિચાર વિચાર કર્યાજ કરશો ને તેમ છતાં કૃત્ય નહિ પણ કરી શકો. હું **વિચાર** કરૂં કે મારે જ્ઞાતિબન્ધનને ન ગણકારવું જોઈએ, હું **વિચાર** કરૂં કે મારે અધમ વૃત્તિઓને ન પોષવી જોઈએ, હું **વિચાર** કરૂં કે મારે અમુક મંડળોમાં ન ફરવું જોઈએ, છતાં તે વિચાર માત્ર **વિચારજ** રહે ને આચારમાં પરિવર્તન ન પામે એ બનવા જોગ છે. પણ હું કંઈ પણ કરૂં, તો મારા વિચારો ફેરવાશે એ બહુજ સંભવિત છે. હું કવિતાનો દુશ્મન હોઉં છતાં ચાર લીટી જોડું તો પછી મારા વિચારો બદલાશેજ: હું પણ કવિ બનવાની ઉમેદ રાખીશ ને કવિઓને ચાહીશ. હું "હ"કાર કે "ય"કાર વિષે કંઈ પણ મત ન ધરાવતો હોઉં છતાં સદ્‌ભાગ્યે લેખક બની એકાદએ વાર જો "મ્હારૂં ત્હારૂં" કે "લાવ્ય" "આણ્ય" લખતો થયો, તો મારા વિચાર તેની તરફેણમાં થવાનાજ: હું પણ તેમ લખવા વિષે વિચાર રાખીશ. હું જ્ઞાતિબન્ધનની તરફેણમાં હોઉં, છતાં એક વાર જો તે તોડું તો ભવિષ્યમાં મારા વિચાર બદલાશેજ, હું પણ સુધારકમાં ગણાવવાની મહેચ્છા રાખીશ, ને હું સુધારક બની શકીશ.

આ તો ઉપલક દૃષ્ટિએ. સૂક્ષ્મતાથી જોતાં આચાર વિચારનો સંબંધ બહુજ દૃઢ જણાશે. આચાર ને વિચાર એ જીવનના હાલની માત્ર બે બાજુજ છે. એ બેમાંથી એક, જીવનનો સૂક્ષ્મ આવિર્ભાવ છે, ને અન્ય, સ્થૂલ આવિ-

ર્ભાવ છે. વિચારથી પણ આચાર નિશ્ચિત થાય; ન થાય એ બનવા જોગ નથી. જેમ આચાર એ વિચારનો ઉત્પાદક છે, તેમ વિચાર પણ આચારનો ઉત્પાદક છે. વિચાર હોય ને તે આચારમાં ન આવે તો એમ સમજવું કે વિચાર જેવો જણાય છે તેવો સરળ નથી: કંઈક વાંધો છે, કંઈક ખટપટ છે, કંઈક ગુંચવણ છે. એક દોરડાને ખેંચવાની કસાકસીની રમતમાં બે પક્ષ હોય છે. તે બન્ને પક્ષ દોરડાને સામસામે ખેંચે છે. દોરડું એકકે દિશામાં ન ખેંચાય તે પરથી કંઈ એવું અનુમાન ન કરી શકાય કે જોર વપરાતુંજ નથી: તે ધીમેથી એક તરફ ખેંચાય તો તેનાથી કંઈ એમ ન સમજાય કે જોર બહુજ થોડું વપરાય છે. તેવીજ રીતે કોઈ વિચાર આચારમાં ન આવે તો તે પરથી કંઈ એમ ન સમજી શકાય કે વિચારમાં રહેલી શક્તિ કર્મ ઉત્પન્ન કરવામાં મદદ કરતીજ નથી. તે શક્તિ વપરાય, છતાં વર્તન પર કંઈ અસર ન થાય, તો એટલુંજ કે વિચારો ગુંચવણીઆ કે વિરોધી હોવા જોઈએ, વર્તન વિરોધી ઉશ્કેરાતાં હોવાં જોઈએ.

ઉદાહરણ તરીકે, ધારો કે એક ભણેલો માણસ—એક બી. એ. કોર્ટમાં સાક્ષી આપવા ગયો હોય. ઈશ્વરને હાજર જાણીને હું જે કહીશ તે સાચુંજ કહીશ ને સાચા સિવાય અન્ય કશુંએ નહિ કહું—એવો શપથ એણે ઉચ્ચાર્યો. હવે એ શપથની તો કશીએ કિંમત નથી; માત્ર પોપટીયા રીતે તે બોલાઈ જાય છે. તોપણ જો જુઠ્ઠું બોલવાનો પ્રસંગ આવ્યો ને તે એ બોલ્યો તો પરિણામ શું થવાનું ? જુઠ્ઠું બોલવાથી થતી હાનિ વિષે શાળાઓમાં ઉપદેશો સાંભળીને તો બિચારો અડધો બહેરો થઈ ગયો હશે, છતાં અહીં તેમ કરવાની લાલચ તેણે સ્વીકારી, તો તેથી કંઈ એના વિચારો એના મનમાંજ રહ્યા છે એમ કહેવાશે ? કદાપિ નહિ. એના નીતિવિચારોનો અસ્વીકાર કરતાં એનું લોહી ઉકળ્યું હશે. એ જુઠ્ઠું બોલતાં ખંચાયો હશે, એને તેમ કરતાં પરસેવો ઊતર્યો હશે. આજ તે વિચારોનું પરિણામ. મુંઝવણુ એજ અહીં

ક્રિયા છે; એજ આચાર, એજ વર્તન. જુઠ્ઠુંજ અન્તે એ પુરુષ જો બોલે તે તો તેનો અર્થ એજ કે જુઠાણાના વિચારો તેનામાં વધારે બળવાન્ નીવડે છે.

જ્ઞાન ને કર્મનો આ ગાઢ સંબંધ વ્યક્તિજીવન ને પ્રજાજીવનમાં સર્વદા જોઈ શકાશે.

જ્ઞાની પુરુષ કર્મનિષ્ઠ બનવો જોઈએ: કર્મનિષ્ઠ પુરુષ જ્ઞાની બનવો જોઈએ. ઉપલક રીતે જોતાં આ બંને ખોટી વાતો લાગશે, પણ તેમ નથી. જ્ઞાની પુરુષ કર્મનિષ્ઠ બનવોજ જોઈએ. ઘણા માણસો વેદાન્તી હોય છે, શાસ્ત્રપુરાણના વેત્તાઓ હોય છે, નીતિના ઉપદેશકો હોય છે, છતાં કર્મમાં નિષ્ફળ નીવડે છે, તેમનાં જીવનમાં અનીતિના ડાઘ જોવામાં આવે છે, એમ શું નથી હોતું? બેકન એક અંગ્રેજી ફિલસુફ હતો, નીતિનો ઉપદેશક પણ હતો, ને ન્યાયાધીશ હતો. એના પર લાંચ લીધાના આરોપો મુકાયા તે એણે કબૂલ્યા અને પછી તેના લૂલા બચાવો કર્યા. ઘણા ભણેલા માણસો અસત્ય વદે છે, ગુન્હા કરે છે, ને સામાજિક ને ધાર્મિક અધોગતિના ભાગીદાર બને છે. આ સામાન્ય અનુભવની વાત છે. તો પછી જ્ઞાન ને કર્મનો અહીં શો સંબંધ રહ્યો? હું કહું છું કે તે સંબંધ નષ્ટ થયો નથી, માત્ર એટલુંજ કે આપણી તે તપાસ માટેની દૃષ્ટિ તલસ્પર્શી છે. તે તે વ્યક્તિઓનું જ્ઞાન કેવા પ્રકારનું છે તે આપણે જોઈ શકતા નથી ને જોઈ શકયા નથી. તેમના વિચારો વિરોધી હોવા જોઈએ: તેમના જ્ઞાનનું અપૂર્ણ સ્વરૂપજ આપણને જણાતું હોવું જોઈએ.

કર્મનિષ્ઠ પુરુષ જ્ઞાની બનવોજ જોઈએ: આને વિષે પણ એવુંજ. ઘણાએ માણસો હાથમાં માળા, કપાળમાં તિલક, ને મોંમાં મંત્ર ધરાવે, છતાં વિચારો અધમજ રાખે એ બનવા જોગ છે, ને બનેછેજ, પણ તેથી શું? એટલુંજ કે તેમનાં દેખીતાં કર્મ તેમના વિચાર પર અસર કરતાં નથી. પણ તેમનાં કર્મ શાં છે? દેખીતાં કર્મ કર્મ છે ખરાં? જડ કર્મ કંઈ કર્મ

ન કહેવાય. માણુસ કંઈ જડ પ્રાણી નથી. **વિચારથી નિર્ણીત કર્મ તેજ કર્મ છે:** અને આવાં કર્મો, તે, નથી. હું ઊંઘતો હોઉં ને મારો હાથ પકડી એક પ્રોમીસરી નોટ પર તમે સહી કરાવી લો તો તેથી શું મેં કર્મ કર્યું કહેવાય? મેં સહી કરી કહેવાય? કદાપિ નહિ. જો તે કર્મ નથી તો પછી જુદા જુદા પ્રમાણુમાં કર્મના આભાસો હોય તે પણ **કર્મ** નથીજ. માળા—હા! માળા, બિચારી શું કરે? તિલક—હા! તિલક બિચારૂં શું કરે? મંત્રો—હા! મંત્રો બિચારા શું કરે? તે તે વસ્તુઓ માનસિક વિશુદ્ધિ કયાંથી આપી શકે? **તે છેજ કયાં** કે તે કંઈ કાર્ય ઉત્પન્ન કરી શકે? અહીં તે તો માત્ર દેખાવ રૂપજ છે. કારણુ નથી તો કાર્ય કયાંથી?

પ્રજાજીવનમાં પણુ આમજ છે. કઈ પ્રજાકીય પ્રવૃતિ એવી છે કે તેમાં વિચારની અસર આચાર પર નથી થતી ને આચારની અસર વિચાર પર નથી થતી? કઈ પ્રજાકીય પ્રવૃત્તિ એવી છે કે તેમાં વિચાર ને આચારનું ઐક્ય નથી? ફ્રાન્સ દેશમાં જે મહાન્ રાજ્યપરિવર્તન થયું હતું તે તે દેશના વિચારકોના વિચારોના પરિણામરૂપે હતું ને તેમના જે વિચારો હતા તે તેમની સામાજિક પરિસ્થિતિના, તે સ્થિતિના પ્રજાજીવન-નાં માત્ર પ્રતિબિમ્બોજ હતા. સૂક્ષ્મ અભ્યાસથી દરેક દેશ ને દરેક સમાજ-ને વિષે આ વાત સત્ય જણુાશે. માટેજ તોફાની વિચારોને ડામવામાં આવે છે: માટેજ તોફાનોને પણ ડામવામાં આવે છે.

---

## આત્મહત્યા

હિંદી ફોજદારી કાયદાની એક કલમ એવી છે કે “ જે કોઈ આત્મહત્યા કરવાને પ્રયત્ન કરશે, ને તેવા ગુન્હાને અમલમાં આણુવાપૂરતું કંઈ પણુ કૃત્ય કરશે તેને એક વર્ષ સુધીની સાદી કેદની કે દંડની, કે બન્નેની શિક્ષા કરવામાં આવશે. ”

આત્મહત્યાના પ્રયત્નને ગુન્હો ગણવામાં સામાન્ય હેતુ શા હોઈ શકે? આત્મહત્યાના પ્રયત્નને જો ગુન્હો ન ગણવામાં આવે તો નજીવાં કારણોને લીધે પણ આવેશી સ્ત્રીપુરુષો જીવનનો ત્યાગ કરે, જીવનનું ગાંભીર્ય તેઓ તિરસ્કારી શકે, ને સામાન્ય રીતે નીતિની તેમની અધોગતિ થાય. એક બીજું કારણ કાયદાની સત્તાની સ્થાપના વિષે ગણી શકાય. માણસમાત્રનો સ્વભાવ કંઈ પણ ગુન્હો કર્યા પછી તેને છુપાવવાનો હોય છે, ને તેમ કરવું જો તેને સુલભ ન હોય ને કાયદાની શિક્ષા વેઠવી નહિ એવી તેની દૃઢતા હોય તો તે આત્મહત્યા કરીને કુકૃત્યને શિક્ષારહિત બનાવી શકે છે. એકજ ગુન્હો એવો છે કે તેને માણસ કોઈ રીતે શિક્ષાપાત્ર કરી શકતો નથી; ને તે આત્મહત્યાનો છે. પણ આત્મહત્યાના પ્રયત્નને શિક્ષા પહોંચાડી શકાય, અને આત્મહત્યાનું કૃત્ય સંપૂર્ણ થતાં પહેલાં ઘણી વાર તેનો પ્રયત્ન માલૂમ પડી આવે છે. તેટલા માટે તે પ્રયત્ન બદલ માણસને શિક્ષા કરવામાં આવે તો આત્મહત્યા મારફતે બીજા ગુન્હાઓની શિક્ષા વર્જવાનું તેને અશક્ય બને.

આ બે કારણો ઠીક જડે છે. તોપણ મનને પૂરતો સંતોષ મળતો નથી. સામાજિક અનીતિ અટકાવવા માટે ને રાજ્યસત્તાના ટકાવ માટે આ કૃત્યને ગુન્હો ગણી શકાય. પણ અહીં હક નો સવાલ ઊઠે તો મન પાછું સંશયમાં પડી જાય છે. મનુષ્યની માલીકીની ચીજ મનુષ્ય ભાંગી નાખે તો તેમાં રાજ્યને શું? મારૂં ઘર હું સળગાવી મૂકું તો તેમાં રાજ્યને શું? મારાં પુસ્તકોને હું નદીમાં ફેંકી દઉં તો તેમાં રાજ્યને શું? મારી માલીકીની ચીજને હું ગમે તેમ વાપરૂં. તેમજ કોઈ પણ રીતનો ગુન્હો કર્યા વિના સમાજનું કે રાજ્યનું કંઈ પણ બગાડયા વિના હું મારાં પોતાનાં દુઃખને લીધે મારા આત્મા ને શરીરનો સંબંધ છૂટો કરૂં તો તેમાં રાજ્યને શું? મારા હક પર રાજ્યનો શા માટે પ્રતિબંધ જોઈએ? આવા પ્રશ્નનો ઉત્તર એ મળે છે કે જે મારૂં હોય તેને વિષે રાજ્ય વચમાં નથી પડતું, પણ અહીં જેને મારૂં ગણવામાં

આવે છે તે મારૂં છે ખરૂં ? આત્મા, મારો આત્મા, મારૂં જીવન મારાં છે ખરાં ? તે સર્વે રાજ્યનાં છે, ને આત્મહત્યા તો મારા પોતાના જીવનની વિરુદ્ધનું કૃત્ય નથી, પણ ઍરિસ્ટોટલ કહે છે કે રાજ્યને અન્યાય કર્યા બરોબર કૃત્ય છે, માટે ગુન્હો છે. રાજ્યના બંધારણને લીધે ને રાજ્યના રક્ષણને લીધે મેં જન્મ લીધો ને અમુક સમાજમાં હું શાન્તિથી જીવી શકયો: રાજ્યના રક્ષણને લીધે જે જીવન હું ટકાવી શકયો છું તેના પર મારી નહિ, પણ રાજ્યની માલીકી છે. જો આમજ હોય તો સમાધાન થઈ જાય છે.

અલબત રાજ્ય તરફથી મળતા રક્ષણને લીધે રાજ્યના ઉત્પન્ન થતા હકો તદ્દન વ્યાજબી ગણાય, ને આપણી સુખશાન્તિ, આપણું ગૃહજીવન ને સમાજજીવન એ બધું રાજ્ય પર આધારભૂત છે, તો પછી રાજ્યનો હક છેજ. તોપણ કેટલાક અપવાદરૂપ દાખલાઓ એવા મળી આવે કે આવું નએ હોય. ધારો કે કોઈ ગરીબમાં ગરીબ ને દુઃખીમાં દુઃખી માણસ જેમ તેમ તેનું નીભાવ્યો જતો હોય; તેનું દુઃખ વધી પડે, તેને ખાવાપીવાનું કંઈજ સ્થાન ન મળે, ન તેને સમાજ દયા દર્શાવે ને ન તેને માટે રાજ્ય તરફનો બંદોબસ્ત હોય, ને તેવી વ્યક્તિ આત્મહત્યાનો પ્રયત્ન કરે. અહીં રાજ્યનો હક કેવી રીતે સ્થાપિત થાય ? રાજ્યે જેને કંઈજ રક્ષણ આપ્યું નથી. તેને શિક્ષા કરવાનો તે શો હક બતાવી શકે ? રાજ્યનો આ પ્રકારનો હક બધાજ દાખલાઓમાં સમજવો મુસ્કેલ પડશે.

તોપણ આત્મહત્યાનો કંઈ બચાવ કરી શકાય તેમ નથી. શેક્સપીઅરના "હૅમ્લેટ" નામના નાટકમાં હૅમ્લેટ આત્મહત્યા કરવા જતાં આચકો ખાય છે, ને તેનું કારણ એ દર્શાવે છે કે આત્મહત્યા કરી તેથી શું વળ્યું ? આ જીવનનાં દુઃખોમાંથી આપણે મુકત થયા, પણ મૃત્યુ પછી શું હશે તેનો ભય આપણને વધારે મુંઝવણ ઉત્પન્ન કરે તેમ છે. હોલામાંથી ચુલામાં પડવા જેવું તો નહિ થાય એમ મનમાં શક ઊઠે છે. પણ ધારો કે એવો ભય કોઇને હોયજ નહિ. તો પછી તેની આત્મહત્યાને વાસ્તે શું વિચાર કરવો ?

આ પ્રશ્નમાં વધારે ગુંચવણુ ઉત્પન્ન થવાનું કારણુ એ છે કે દુનિયામાં કેટલીક પ્રજાઓ આત્મહત્યાને તિરસ્કારતી નથીઃ જાપાનીઓ તેમ કરતા નહોતા. એટલુંજ નહિ પણુ કેટલાક તત્ત્વજ્ઞો વળી તેનો બચાવ કરે છે. ગ્રીસમાં સ્ટોઇક ફિલસુફો આત્મહત્યાને અનીતિનું કૃત્ય આલેખતા નહોતા. એટલુંજ નહિ, પણુ કેટલીક વખતે તેને ઉત્તમ ગણુતા હતા. એ ફિલસુફો-નો મત એવો હતો કે સુશીલ મનુષ્ય પાર્થિવ વસ્તુઓથી વિરક્ત રહેવાનું ઇચ્છશે ને તેવી રીતે નૈતિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરશેઃ મનુષ્યને દુનિયાની કોઈ પણુ વસ્તુમાં આસક્તિ ન જોઈએઃ જરૂર પડે તો આત્માનો પણુ ત્યાગ કરવો ને નૈતિક સ્વાતંત્ર્ય અનુભવવું. અર્થાત્ સુશીલ પુરુષની સ્વતંત્રતાની સાબીતી તેમને મન એ હતી કે તે ધારે ત્યારે દુનિયાને છોડી શકે છે. માણુસને કોઈ પણુ જાતની આસકિત ન જોઈએ, જીવન પ્રતિ પણુ આ-સકિત ન હોય ત્યારેજ તેનું મન સ્વતંત્રતા ભોગવી શકે છે ને નૈતિક ઉચ્ચતા અનુભવી શકે છે. આત્મહત્યાને, દુઃખમાંથી છૂટવાના સાધન કરતાં, વધારે, નૈતિક સ્વતંત્રતા અનુભવવાના સાધન તરીકે આ ફિલસુફો સમજાવે છે. સુખદુઃખને તો તેઓ નજીવી વસ્તુઓ ગણુતા હતા, સુખનો આનંદ ને દુઃખનો કલેશ એ બેપરવા નહિ કરવા જેવી વસ્તુઓ ગણુતા હતા. છતાં આત્મહત્યાનો તેઓ બચાવ કરતા, ને તે મનુષ્યની સ્વતંત્રતા અનુ-ભવાવનાર સાધન તરીકેજ. તેઓ એમ કહેતા કે જેવી રીતે માણુસ ખાધા પછી જમણુ જમનારાઓના મંડળમાંથી આઘો ખસી શકે તેવીજ રીતે જીવન નકામું થયા પછી સમાજનો સંગ પણુ માણુસ આત્મહત્યાથી છોડી શકે. વયથી માણુસ છેક અશકત થાય ત્યારે, કે અસાધ્ય રોગથી પીડાય ત્યારે, કે મનની શક્તિઓની નિર્બળતા થાય ત્યારે, ઘણીજ આપત્તિ આવી પડે ત્યારે કે કોઈ પ્રકારના જુલ્મમાંથી છૂટવું એને યોગ્ય લાગે ત્યારે, એ એના જીવનનો અન્ત આણુી શકે. પણુ આમજ જો આત્મહત્યાનો બચાવ થાય તો તો અનીતિનાં દ્વાર જલદીથી ખુલ્લાં થઈ

શકે. ગૃહજીવનમાં કેટલી બધી વ્યક્તિઓને હિંદુસ્તાન જેવા દેશમાં ત્રાસ પડતો હશે! સમાજજીવન પણ કેટલી બધી વ્યક્તિઓને છેકજ કડવું બનતું હશે! શારીરિક ને માનસિક દુઃખથી કેટલાં બધાં મનુષ્યો પીડાતાં હશે, રીબાતાં હશે, હર હમેશ આપણી દયાનાં પાત્ર હશે! છતાં શું આત્મહત્યા તેમને માટે ઇષ્ટ ગણાય? શું તે અનીતિ નથી? અને તેના સમર્થનથી પરિણામ કેવાં ગંભીર આવે? કેટલી સ્નેહહીનતાઓ વધી જાય? આ પ્રકારનું સમર્થન સ્ટોઇક ફિલસુફો કંઈ બધાજ સ્વીકારતા નહોતા, કારણ કે દુઃખથી ત્રાસવું એ કંઈ સુશીલતાનું ચિહ્ન નહોતું. એટલુંજ નહિ પણ એ ફિલસુફોમાંજ આત્મહત્યાનાં દૃષ્ટાન્તો કેવાં છે તેથી પણ આ સમર્થનની ઉપહસનીય સ્થિતિ સમજાશે. ઝીનો નામના સ્ટોઇક ફિલસુફે વૃદ્ધાવસ્થામાં આત્મહત્યા કરી તેનું કારણ એ દર્શાવાય છે કે તેની આંગળી ભાગી હતી, તેની પીડામાંથી બચવાનો તેણે એ માર્ગ લીધો. ક્રેટો નામના ફિલસુફે રાજ્યપરિવર્તનથી થએલી દિલગીરીને લીધે આત્મહત્યા કરી. આવા દૃષ્ટાન્તો એટલુંજ બતાવે છે કે દુઃખથી પીડાનાર માણસ દુઃખમાંથી મુક્તિ મેળવવા માટે આત્મહત્યા કરી શકે એવું જો કહેવામાં આવે ને એનું જો સમર્થન થાય તો પરિણામ અનીતિજ ઉત્પન્ન થાય. નજીવાં કારણો માટે પણ આત્મહત્યા લોકો કરે.

પણ સ્ટોઇક લોકોનું ખરેખરૂં અગત્યનું સમર્થન બીજા પ્રકારનું હતું. તે સમર્થન એ હતું કે નૈતિક સ્વાતંત્ર્યના રક્ષણ ખાતર આત્મહત્યા કરી શકાય. ધારો કે આત્મહત્યા દેશસેવા ખાતર આવશ્યક હોય, કે ધારો કે કંઈ અનીતિમાન્ કૃત્ય કરવા માટે આપણા પર કરવામાં આવતા દબાણમાંથી છૂટા થવા માટે તે જરૂરનું હોય, તો શું? તો ભાગ્યે તેનું સમર્થન નહિ થઈ શકે. ધારો કે બે દેશ વચ્ચે યુદ્ધ ચાલતું હોય ને એક દેશનો કોઈ માણસ અન્ય દેશના માણસના હાથમાં જાય. તેની પાસે અગત્યની હકીકતો હોય તે કઢાવવા જાતજાતનો તેને ત્રાસ આપવામાં આવે. તેમાંથી છૂટવાનો

અને તેથી પણ વધારે પોતાના દેશની હકીકત અન્ય દેશ—અરિદેશ પાસે ન જવા દેવાનો એકજ માર્ગ હોય–આત્મહત્યા, તો શું તે તેણે ન શોધવો? સતી સ્ત્રીના શીલનો ભંગ થતો હોય ને તેમાંથી આત્મહત્યા સિવાય બચવાનો તેને કોઈજ આરો ન હોય, તો શું તે માર્ગ તેણે ન શોધવો? તે માર્ગ શોધવામાંજ શું તેની ખરી નૈતિક સ્વતંત્રતા ને ઉચ્ચતા જળવાતી નથી? આવે પ્રસંગે આત્મહત્યા નીતિમાન્ સ્ત્રીપુરુષોની નીતિની ખરેખરી શોભા છે. તેમાં તેમનું સૌંદર્ય છે, તેમાં તેઓ પૂજનીય છે.

છતાં, ને છતાં હજી આપણે ક્ષોભ પામીશું. અપવાદો સ્થાપના તરફ મન ગમે તેટલા પ્રયત્ન કરે, પણ જ્યારે એક વિચાર આગળ આપણે આવીએ છીએ ત્યારે અપવાદ રાખવો કે નહિ તેની શંકા પડે છેઃ આત્મહત્યાનું કોઈપણ પ્રસંગે સમર્થન થાય તે ખોટું લાગે છે. તે વિચાર એ છે કે મનુષ્યજીવન તે તેને મળતી ઈશ્વર તરફની બક્ષીસ છે, અથવા ઈશ્વરમાં ન માનો તો કુદરત તરફની બક્ષીસ છે. એ જીવન ઉત્પન્ન કરવું તેના હાથમાં નથી, તો તેનો નાશ કરવાનો તેને શો હક છે. જો ઉત્પન્ન કરવાની વાત તેના હાથની નથી તો તેની માલીકી ઈશ્વરની છે, કે કુદરતની છે. ઈશ્વર કે કુદરતજ તેનો અન્ત આણે એ યોગ્ય છે. ગમે તેવો અનિષ્ટ પ્રસંગ હોય, ગમે તેવું ભારે દુઃખ હોય, આધિવ્યાધિ ગમે તેટલી ભયંકર પીડાઓ ઉત્પન્ન કરતી હોય, છતાં ઈશ્વર કે કુદરતમાં માણસે શ્રદ્ધા રાખવી-જ જોઈએ. તે જે કરે છે તે અનિવાર્ય છે, ને શ્રદ્ધા એવી હોવીજ જોઈએ કે અન્તે–એક જન્મમાં નહિ તો અન્ય જન્મોમાં, અથવા જન્મ પછી કંઈ ન હોય તો એક સમાજમાં નહિ તો પછીના અન્ય સમાજમાં બદલો મળવોજ જોઈએ. જીવન હાથની વાત નથીઃ માટેજ તેનો પ્રશ્ન ગહન છે, ગહન છે એટલુંજ નહિ પણ ઘણો ગહન છે એ વિચાર સર્વમાન્ય છે. તેની સાથે બદલાના નિયમમાં શ્રદ્ધા સ્વીકારો–કર્માનુસાર ફળ મળે છે. અથવા ન મળતું હોય તો મળશેજ એવી શ્રદ્ધા તમે માન્ય કરો, ને આત્મ-

હત્યાનો કોઈ પણ બચાવ ઉભો નહિ રહે. ખરૂં છે કે બુદ્ધિ પર નહિ પણ અન્તે લાગણી પર આપણે આધાર લઈએ છીએ. શ્રદ્ધા પર પણ જીવનની કેટલી બધી બાબતો આધારભૂત છે? આ વિચારના સ્વીકાર સાથે આત્મહત્યાના સમર્થનમાત્ર નાશ પામી જાય છે ને તે વિના કંઈને કંઈ શંકાઓ ઉભી રહે છે.

આત્મહત્યા પાપિષ્ઠ છેઃ કારણ, જીવનમાં ગાંભીર્ય છે ગહનતા છે. જીવનની ઉત્પત્તિ ઈશ્વર ને કુદરતના હાથમાં છે, તો તેનો નાશ મનુષ્ય શી રીતે પોતાના હાથમાં લઈ શકે?

---

## બાજી હાથથી ગઈ

દિલગીર થવું નકામું છે. ઘણી વસ્તુઓ મનુષ્યને શકય હોય છે, પણ પોતાની ભૂલને લીધે કે પોતાની બેદરકારીથી કે અન્ય કોઈ પોતે ઉપસ્થિત કરેલા કારણથી એ ખોય છેઃ અને પછી, ગઈ એટલે ગઈ. એક અમૂલ્ય તક ખોવાની સાથેજ મનની વાંછિત વસ્તુ હમેશ માટે મનથી દૂર કરવી પડે છે. આથી વધારે કડવું શું હોય?

સ્વાતંત્ર્ય જેનું જીવનસૂત્ર હોય તેને એક વાર પણ તે તજવું પડે તો તેની કેવી સ્થિતિ થાય છે! સત્ય જેનું જીવનસૂત્ર હોય તેને એક વાર જરા અસત્ય બોલવું પડે, એક વાર, બસ એકજ વાર, જરા, એક જરાકજ અસત્ય બોલવું પડે, તો પાછળથી તેના મનની સ્થિતિ કેવી થાય છે. દ્રવ્યને વિષે પણ તેવુંજ એક ગરીબ અબળા, એક અનાથ બાળક, એક અશક્ત માણસ પોતાના જીવનની આખી ખરચી એક બૅન્કમાં મૂકે, બૅન્ક પડવાની ધાસ્તી-માં છે એમ સાંભળે, પોતાનું દ્રવ્ય ત્યાંથી પાછું લેવા નિશ્ચય કરે, વળી કંઈ અફવા સારી સાંભળી તેને ત્યાં રહેવા દે, ને એક કલાક પછી તે સાંભળે કે બૅન્ક તૂટી. અફસોસ! તેને માટે કોનું હૃદય નહિ દ્રવે? એક ખેડુત–

વરસાદ મોડો આવશે એમ ધારી રઝળ્યા કરે ને વરસાદ વહેલો આવે ને પાછળથી બરાબર આવે નહિ, પરિણામ, તેની ખેતી નિષ્ફળ જાય. પરિશ્રમ પાછળથી ઘણોએ લે, પણ તે પાછળથી માટે નકામું. એક બાલા પોતાના વાંછિત પતિની કલ્પનાઓ કર્યા કરતી હોય, પણ કોઈ પણ કારણથી તેને તે ખોય (પાશ્ચાત્ય પ્રજાઓમાં પોતાની ભૂલે, અહીં પોતાનાંની ભૂલે) લગ્ન અન્ય સાથે થાય, તો તેની સુંદર કલ્પનાઓ તે પછી માત્ર કલ્પનાઓજ રહી જાય છે. મીઠાશ કે કડવાશ—એક બેજ શબ્દ કડવા કે મીઠા, ને તમારૂં હમેશનું ભાવી તેનાથી નિર્ણીત થાય, એવું પણ શું જીવનમાં નથી હોતું? બધું પાછું ખેંચાય, પણ બોલેલો શબ્દ કદાપિ પાછો ખેંચાતો નથી. માફીથી તેના પર આવરણ કરાય છે, પણ તેનો છેદ કદાપિ થતો નથી, ને ખારીલા મનુષ્યોને હમેશ તે ડંખ્યા કરે છે. એકજ વાર કડવાશ ને હમેશને માટે પાયમાલ! એક જરીકજ ગફલત, ને તમારૂં ઘણું સાચવેલું પાણીમાં જાય છે. એક ન આવવું જોઈએ તે પ્રસંગે ઝોકું, એક સહજજ બારી કે બારણું ઉઘાડું રહી જવું—ને કમનસીબે તેજ તકે ચોરનું ચોરી કરવા આવવું: પરિણામ, પશ્ચાત્તાપનો પ્રસંગ. પેલાનું સ્વાતંત્ર્ય, પેલાનું સત્ય, પેલાનું દ્રવ્ય, પેલાની ખેતી, પેલીની વાંછનાઓ, પેલાનું સદ્‌ભાગ્ય, પેલાનું સાચવેલું બધું—એ બધુંજ ગયું. ગયું તે ગયુંજ. તેમની સર્વેની બાજી હાથથી ગઈ.

જો કોઈ પણ મારા વાચકની બાજી હાથથી ગઈ હોય, અને મને ખાત્રી છે કે કંઈ નહિ તો કંઈ તો દરેક માણસ પોતાની ભૂલને લીધે હમેશ માટે ખોય છેજ—તો તેને માટે હું દિલગીર છું, તેની દિલગીરીમાં તેને દિલાસો એજ છે કે મેં પણ બાજી હાથથી કેટલીક વાર ખોઈ છે: દરેક માણસ ખોય છે. દુનિયામાં પોતાનીજ મેળે પોતાનીજ ભૂલને લીધે નિષ્ફળ ન થયો હોય એવા મનુષ્યની તપાસ કરો, ને જો તેવો તમને જડે તો દિલગીર થાઓ; નહિતર તમારી દિલગીરી વ્યર્થ ગણી તજી દો.

દુનિયામાં ખોયું કોણે નથી? કોઈએજ નહિ. ખોવું ઐહિક છે;

મેળવવું સ્વર્ગીય છે. ખોએલી વસ્તુઓ ભૂલી જાઓ, મેળવવાની વસ્તુ ઓને નજર આગળ આણો. ખોએલું ઘણું હોય, છતાં મેળવવાનું તેથીએ વધારે હોય છે. જેણે દ્રવ્ય ખોયું છે, તેને સાધુતાના સન્માર્ગ વધારે સરળ થાય છે. કોણ કહેશે કે દ્રવ્ય માયાની ખોટી ઉપાધિ નથી? જેણે માન ને નામ ખોયાં છે, તેણે ઘણું ખોયું છે. છતાં કશું ખોયું નથી. માન! નામ! કેવાં મોહક છે! કોનું માન ને કોનું નામ અમર છે? જેણે સગાંસ્નેહી ખોયાં છે, તેણે પણ ઘણું ખોયું છે; તોપણ નરસિંહ મહેતાને યાદ કરજો: "ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રી ગોપાળ". આ બધામાં દિલગીરી વધારે, જ્યારે આપણી પોતાની ભૂલને લીધે આપણે કંઈ ખોયું હોય છે, ત્યારેજ થાય છે, ને તે વિષેજ આ વિચારો છે. બાકી તો નસીબને કોણ ગાળ નથી દેતું! ખરો ડંશ પોતાની ભૂલને પ્રસંગે થાય છે.

**ભૂત** તરફ નજર કરી થએલાંનો ને ગએલાંનો શોચ કરવો એ બાયલું છે. તે મનુષ્યને—વ્યક્તિને ને પ્રજાને નામરદ બનાવે છે. **ભવિષ્ય** તરફ નજર કરવી, તેને સુધારવું, તેને ધાર્યું બનાવવું એ આપણા હાથની વાત છે. આશા રાખવી, ને ભવિષ્ય તરફ દૃષ્ટિ રાખવી—ઉન્નતિ એક કે બીજી રીતે થવીજ જોઈએ. ધાર્યું નહિ મળે તો અણધાર્યું કંઈક મળશે; ગમે તેમ, આવી વૃત્તિથી લાભ થશેજ.

---

## દુ:ખીઓને—સ્વજનની ખોટ

મારાં વ્હાલાં દુ:ખી જનો! તમે કમનસીબ છો. તમારે શું દુ:ખ છે? શું તમારૂં વ્હાલામાં વ્હાલું સ્વજન જવાથી તમે દુ:ખી છો? હું કબૂલ કરૂં છું કે તમે ઘણાંજ દુ:ખી છો. જેને લીધે તમારી આશાઓ હતી, જેને લીધે તમારા આનંદો હતા, જેને લીધે તમારૂં જીવન જીવન તરીકે ટકતું હતું. તેના મૃત્યુથી તમે અતીવ શોકમાં ડુબો છો, તે પ્રસંગે હું તમને એમ

નથી કહેવા માગતો કે તમારો શોક નકામો છે, કારણ જગત્ મિથ્યા છે. એવી ફિલસુફીમાં મને શ્રદ્ધા નથી ને છે તોએ એ હું વાપરવા માગતો નથી. તમારો શોક સ્થાને છે. તમે તે કરો. તમારા મિત્રો પાસે, તમારાં સ્નેહીઓ પાસે, તમારાં સંબંધીઓ પાસે બે ઘડી બેસો, ગએલાનું સ્મરણ કરો–તે તો છેજ, તે દબાવો નહિ, તમારૂં હૃદય ખાલી કરો, ને તેવી રીતે મેળવાય તેટલો આરામ મેળવો. રડવું હોય તો રડી નાખો, રડવાનું દબાવશો નહિઃ રડો, રોવાય તેટલું રડો. જેવી રીતે મનના ઉભરા કાઢવા હોય તેવી રીતે તે કાઢો; પણ મારી એટલીજ વિનતિ છે કે તે પૂરેપૂરૂં કરો, ને જલદીથી કરો: કરો ને કરી નાખો. જેમ બને તેમ તેનો સમય ટુંકાવો, તે લંબાવો નહિ. દુઃખમાં પણ કંઈક સુખ છે, ને તેજ દુઃખનો મોટામાં મોટો દિલાસો છે. તે સુખ ગત વસ્તુઓનાં શુદ્ધ સ્મરણોમાં છે. કોઈ પણ મનુષ્ય દોષરહિત નથી. તમારૂં વ્હાલામાં વ્હાલું મનુષ્ય પણ આ નિયમમાંથી છૂટું પડતું નથી. તેનામાં પણ દોષો હશેજ, ને તે દોષો કેટલાક પ્રસંગોમાં તમને દોષો તરીકે ખૂચ્યા પણ હશે. પણ હવે સ્થિતિ પલટાઈ છે. હવે ગએલી વાતોને માત્ર સંભારવાની રહેલી છે. સંભારણાંઓ હમેશ તમને શુદ્ધ વસ્તુઓનાંજ આવશે. દોષો કદાપિ તમને નહિ સાંભરે, અથવાં સાંભરશે તોપણ તેમાં જનારનો નહિ પણ ખરી રીતે તમારો કે બીજા કોઈનો દોષ હોવો જોઈએ એમ તમને લાગશે. તેમ લાગે તો લાગવા દો. એવાં શુદ્ધ સ્મરણો તમને આનંદકારક નીવડશે, એવાં પવિત્ર સંભારણાં તમને ભવિષ્ય માટે પ્રોત્સાહક નીવડશે. જેટલે અંશે આમ બને તેટલે અંશે તમારૂં સ્વજન ગયું નથી. પણ છેજ; છેજ, ને તે વધારે સચોટ રીતે. આથી વધારે આરામ તમને શું આપશે? આથી વધારે શાન્તિ તમને શું મેળવશે? આથી વધારે દિલાસો તમને શેમાં લાગશે? હજી તમને શાન્તિ ન મળતી હોય તો હું તમને એટલું જ કહીશ કે દુનિયામાં તમારા જેવાં અનેક સ્ત્રીપુરુષો છે. એમ ન માનશો કે દુઃખ તમને એકને જ છે, દુઃખ ઘણે

સ્થળે છે, પણ સમય જતાં, સૌકોઈ દૃઢ થાય છે, તેમજ તમારે પણ થવાનું છે. બીજાઓ પણ દુઃખી છે, એ વિચારથી તમને આરામ મળવોજ જોઈએ, આરામ શા માટે? બળ મળવું જોઈએ. આરામ મળશેજ. બુદ્ધ ને કિસાગોતમીની વાત કંઈ તમને અજાણી છે? પણ બળ પણ મળશે. જ્યારે તમે જોશો કે તમારાથી પણ વધારે ખરાબ પ્રસંગોમાં તમારા સ્વજનના કરતાં પણ વધારે નિકટનાં કે વધારે સ્નેહાળ સ્વજનો બીજાંઓએ ખોયાં છે ને તેમ છતાં તેમને બધું ભૂલવું પડે છે, તો તમને તેમ કરવાનું બળ શું ઈશ્વરે નથી આપ્યું? આપ્યું છે. તેનો ઉપયોગ કરો ને આપત્તિ સામે ટકવાને તમારૂં બળ ધીમે ધીમે વધશેજ. હા! પણ આવા શુદ્ધ, આવા નિર્દોષ, આવા સદ્‌ગુણી ને સ્નેહાળ જનની ખોટ તે કેમ પૂરી પડશે? આવાં સારા માણસને તે ઈશ્વરે શેં ઉપાડી લીધું? આવા વિચારોથી જો દિલગીરી વધતી હોય તો તેનો પણ ઉત્તર છે. શું તમે માત્ર તમારોજ સ્વાર્થ જોશો? જનારનો નહિ જુઓ? મને ખાત્રી છે કે જોશોજ. તમને ખોટ પડી તેના કરતાં તેને લાભ વધારે થયો છે એ ચોક્કસ યાદ રાખજો. તે નિર્દોષ હતું, તે શુદ્ધ હતું, સદ્‌ગુણી હતું, માટેજ તેને ઈશ્વરે પણ આમંત્રણ કર્યું, માટેજ તેને કુદરતે પણ આ સંસારમાંથી ઉપાડી લીધું: આ દુનિયામાં છલ છે, પ્રપંચ છે, જાતજાતની કટુતા છે: ભલે નઠારાં મનુષ્યો તેમાં મ્હાલે, સારાંઓને તેમાંથી મુક્તિ એ તો તેમને સુખની અમૂલ્ય તક છે. શું તમે એમ માની શકશો કે જનાર સર્વથા સુખી હતું? તે ઘણું સારૂં માણસ હતું, પણ ક્યાં તો તેને દ્રવ્યનું સુખ નહિ હોય કે ક્યાં તો શારીરિક આરોગ્યનું સુખ નહિ હોય, ક્યાં તો સગાંસ્નેહીઓનું સુખ નહિ હોય કે ક્યાં તો માન આબરૂનું સુખ નહિ હોય, અથવા તો આ બધુંજ હશે તો તે જગત્‌ની—અર્થાત્ અનેક નઠારા માણસોની ઈર્ષ્યાનું કેન્દ્રરૂપ-સ્થાન બન્યું હશે, ને તેથી પણ એક કે બીજી રીતે તેના સુખની ક્ષતિ થઈ હશે, અને આમ હોયજ. તો તેના હિતને ખાતર તેના ઐહિક વાસના કરતાં સ્વર્ગમાં વાસને શું તમે વધારે ઉચિત નહિ ગણો? ગણશોજ.

છતાં તમે દિલગીરી પણ કરશો. કારણ, માણસમાત્ર સ્વાર્થને પણ જોય છે. તોપણ તે દિલગીરી તમારે તજવીજ પડશે, કારણ કે મનુષ્યમાત્રને ઈશ્વરેચ્છાને સ્વાધીન થવુંજ પડે છે. તેની ઇચ્છા બળવાન્ છે; તે ઇચ્છાને શરણે સૌકોઈને થવુંજ પડે છે. જો તેમ છે તો પછી દિલગીરી શા માટે? પરાધીન મનુષ્યને વળી દિલગીરી કેવી? પરાધીન સ્થિતિ છોડીને પોતાને રુચે તેવું કરવા માટે પ્રયત્ન જ્યાંસુધી શક્ય હોય ત્યાંસુધીજ પરાધીનતામાં દિલગીરી યોગ્ય છે. પણ પરાધીનતા પૂરે પૂરી હોય તો તો પછી તેને માટેની દિલગીરી અસ્થાનેજ છે. ઈશ્વરે કે કુદરતે જીવનની છેલ્લામાં છેલ્લી ચાવી પોતાના હાથમાં રાખી છે, તે વિષે મનુષ્ય પૂરેપૂરો પરાધીન છે, તો પછી તેનાં પરિણામ માટે શોક કરવો એ તદ્દન વ્યર્થ છે. અન્તે આવું વલણ સૌ કોઈને સ્વીકારવુંજ પડે છે. તમારો ઘા રૂઝાય તેવો તો નથીજ, પણ તે અનિવાર્ય છે એટલું જો તમે જોશો તો તે તમને જુદીજ રીતે ભાસશે. હજી તે ઘા રહેશે, પણ તમને તે દુ:ખ ભાગ્યેજ દઈ શકશે. તે ઘામાં બોધ છે, તે ઘામાં સત્ય છે, જિંદગીનું કડવામાં કડવું પણ છેવટે સત્ય માટે કબૂલ રાખવુંજ પડે એવું કંઈક અદ્ભુત તત્ત્વ છે.

તમે દુ:ખી છો, છતાં તમારા દુ:ખમાં બોધ છે, એટલુંજ યાદ રાખજો. તમે કમનસીબ છો, પણ સૌ કોઈ કમનસીબ છે, એટલુંજ યાદ રાખજો. તમને ખોટ પડી છે, પણ તમને જેની ખોટ પડી છે તેણે કંઈક સારૂં મેળવ્યું છે ને નઠારૂં ખોયું છે, એટલું યાદ રાખજો. તમને શોક થાય છે, પણ તે શોક ઈશ્વર કે કુદરત પરની તમારી પૂરેપૂરી પરાધીનતાના પર આધારભૂત છે, એટલું યાદ રાખજો. પછી જેવી લાગણીઓ થાય તેવી થવા દેજો, અને જો જો કે શાન્તિ કેમ નથી મળતી?

---

# પૈસા વિરુદ્ધ પરમેશ્વર

નડિયાદના લોકોની એક એવી ખાસીઅત છે કે અન્ય પુરુષોની આર્થિક સ્થિતિ જાણ્યા વિના તેમને જંપ વળતો નથી. " વારૂ પણ તમે શું કમાઓ છો, કયાંથી કમાઓ છો, કેટલું ખરચો છો, કેટલું ખરચી શકો, કેટલું બચાવો છો, કેટલું બચાવી શકો "—એ અને એવાતેવા પ્રશ્નો એક કે બીજા રૂપમાં કોઈ ઝીણવટથી મૂકે તો વગર ઓળખે તેને વિષે હું એટલું કહી શકું કે તે ખેડા જિલ્લાનો હોવો જોઈએ. આવા પ્રશ્નોને માટે કેટલીક વાર તેમનો ઉપહાસ કરવામાં આવે છે. એવા પ્રશ્નો કોઈએ પૂછવા એ વિચિત્ર ગણાય. પણ એવા પ્રશ્નો ઉદ્ભવે એ તદ્દન સ્વાભાવિક છે. જેને એવા પ્રશ્નો ઉદ્ભવ્યા નથી તે ભાગ્યેજ પોતાની ઉન્નતિ સાધી શકે છે. એ પ્રશ્નો દ્રવ્યની આવશ્યકતાનું સૂચન કરે છે. એ આવશ્યકતા દરેક દેશ ને દરેક યુગમાં સ્વીકારાઈ છે. નિવૃત્તિપરાયણ પૂર્વમાં પણ

**धनेभ्यो परो बान्धवो नास्ति लोके धनान्यर्जयध्वं धनान्यर्जयध्वम्**

એવાં વચનોના પડઘા ઘણી વાર આપણા કર્ણ પર પડે છે.

બીજી પાસથી પૈસાને તુચ્છકારી કાઢવામાં આવે છે. પૈસા એટલે મોહ, પૈસા એટલે મદ કે મગરૂબી, પૈસા એટલે ખોટી ઉપાધિ એમ કહેવામાં આવે છે. પૈસા ને પરમેશ્વરનો વિરોધ દર્શાવવામાં આવે છે. પૈસાથી કંઈ સુખ મળતું નથી, સુખદુઃખ મનની વસ્તુઓ છે, ગરીબમાં ગરીબ માણસ પણ ઉત્તમ જીવન જીવે તો સુખી હોઈ શકે એમ ડહાપણની ફિલસુફી આ દેશમાંજ નહિ પણ બીજા દેશોમાં પણ પ્રચલિત છે.

પૈસા તુચ્છ છે એ વિચાર મને પણ યોગ્ય લાગે છે. પણ પૈસા તુચ્છ છે એટલે શું? શું તુચ્છ છે? પૈસા. પૈસા એટલે શું? પૈસા તરીકે પૈસા. પૈસા એક સાધન વસ્તુ છે. સાધ્ય વસ્તુ તરીકે તેનો સ્વીકાર તુચ્છ છે.

પણ પૈસા તરીકે પૈસાનો પ્રેમ દુનિયામાં કેટલા થોડા માણસોને હશે? કેટલાક માણસોને તે હોય છે, પણ તે બહુજ થોડા માણસોને હોય છે. પૈસો એકઠો કરવો ને પૈસાને જોઈને રાજી થવું એજ તેમને મન ઇષ્ટ હોય છે. તેઓ પૈસાદાર છે, છતાં નથી. પૈસો જે જે વસ્તુઓનો ઉપભોગ આણી શકે તે તે વસ્તુઓ તેમને માટે જાણે છેજ નહિ. ગરીબ માણસોમાં ને તેમનામાં શો ને કેવો ફેર શોધી શકાશે?

મોટે ભાગે તો દુનિયા પૈસાને સાધન તરીકે આદ્યે છે. પૈસો એટલે ખોરાક, પૈસો એટલે કપડાં, પૈસો એટલે ગાડીઘોડા, પૈસો એટલે ઘરબાર, વળી પૈસો એટલે માનપાન, પૈસો એટલે મિત્રો ને સામાજિક સ્થિતિ, પૈસો એટલે જ્ઞાન. પૈસો આ સર્વે વસ્તુઓનું સાધન બની શકે છે; એટલુંજ નહિ પણ પૈસા વિના એ વસ્તુઓની પ્રાપ્તિ ક્યાં તો સધાતીજ નથી અથવા તો સધાય તો તેમાં ઉણપ આવે છે. પૈસાને પૈસા તરીકે તુચ્છકારવો એ ઠીક છે, પણ સાધન તરીકે તુચ્છકારવો એટલે ઉન્નતિનાં અનેક સાધનોને તુચ્છકાર્યા બરાબર થાય છે.

જે જે સાધવાની વસ્તુઓ છે તે તે જો આદર્શરૂપ હોય તો સાધનની લબ્ધિ ભાગ્યેજ હસનીય બને છે. અગાઉ જ્યારે ગુરુ પાસે શિષ્ય જ્ઞાન પ્રાપ્ત કરતો ત્યારે તેને દ્રવ્યની કશી જરૂર પડતી નહોતી. હાલમાં તેમ છે? કયું જ્ઞાન ઉત્તમ પુસ્તકો વિના શકય છે? વળી વિજ્ઞાન ભારે ખરચ વિના શીખી ને શીખવી શકાતું નથી. જ્ઞાનનાં પરોક્ષ સાધનો–હરવુંફરવું, અવલોકન કરવું, પ્રવાસ–એ પણ દ્રવ્ય વિના લભ્ય નથી. અને કોણ કહેશે કે જ્ઞાન એ ઉત્તમ વસ્તુ નથી?

અનેક મનુષ્યોનાં દુઃખોનું નિવારણ પણ ઘણે અંશે પૈસાથી થઈ શકે છે. ગરીબોની ગરીબાઈમાં દુઃખ છે, માંદાઓના મંદવાડમાં દુઃખ છે, વિધવાઓના વૈધવ્યમાં દુઃખ છે. ગરીબો, માંદાઓ, વિધવાઓ માટે આશ્રમો-

થી તેમને આરામ અપાય ને તેમની ઉન્નતિનાં દ્વાર ખુલ્લાં કરી શકાય. શું આ દ્રવ્ય વિના શક્ય છે?

આપણા કે અન્યના આત્માની ઉન્નતિ સાધવામાં કે આપણા કે અન્યનાં દુઃખોનું નિવારણ કરવામાં આપણે પરમેશ્વરની પાસે જઈએ છીએ: ઈશ્વર જ્ઞાનસ્વરૂપ છે, ઈશ્વર આનંદસ્વરૂપ છે. દ્રવ્યની આમ સાધન તરીકે પ્રાપ્તિમાં ભાગ્યેજ ઈશ્વર સાથે વિરોધ દર્શાવી શકાશે.

ઘણાખરા યુવાનોને દ્રવ્યપ્રાપ્તિનો પ્રેમ હોય છે. હું કહું છું ભલે હોય. તે ઇષ્ટ છે. એટલુંજ નહિ પણ જેમનામાં તે ન હોય તે જો મારા મિત્ર હોય તો હું ભાગ્યેજ તેમને તેવા પ્રેમની ભલામણ કર્યા વિના રહું. તમારી ભૂલ છે. સુખનો આધાર સદ્દગુણ પર છે, સુખનો આધાર મનની વિશુદ્ધતા ને શાન્તિ પર છે, બાહ્ય વસ્તુ પર નથી. એ હું સ્વીકારૂં છું. પણ હું એટલુંજ પૂછીશ કે આ વિશુદ્ધતા, આ શાન્તિ કેટલી બધી વાર ગરીબાઈમાં નષ્ટ થાય છે? ગરીબાઈ એટલે દુર્ગુણને લાલચ, ગરીબાઈ એટલે કેટલેક અંશે અમિત્રતા, ગરીબાઈ એટલે સામાજિક તિરસ્કાર; ગરીબાઈ એટલે દેવાંની ધાસ્તી, ને દેવાંની ધાસ્તી એટલે માનસિક વિક્ષોભ. ખરૂં છે, કે અપવાદો હોઈ શકે છે, પણ તે વિરલ પુરુષોમાંજ જોવામાં આવે છે. જો તમને એમ શિખવવામાં આવ્યું હોય કે દ્રવ્ય કંઈજ નથી તો તેટલું શિક્ષણ ભૂલી જાઓ; તેમાં સુધારો કરો કે વસ્તુતઃ તે કંઈજ નથી, વસ્તુતઃ દુનિયામાં ઘણુંખરૂં બધુંજ સાધનરૂપ છે, પણ સાધનરૂપ છે માટેજ તે છે, ને તે **અગત્યનું** છે. કપડાં પણ માત્ર નગ્નતાને ઢાંકનારાં સાધન છે, અને તેટલા માટે અગત્યનાં છે. આપણે તેનો તિરસ્કાર નથી કરતા તો દ્રવ્યનો શા માટે?

છતાં પૈસાનો પરમેશ્વર સાથે વિરોધ છે, છે ને તે સબળ છે. આજે જે માણસ ગરીબોનો મિત્ર છે, અનાથનો બેલી છે, વિનયનો ભંડાર છે,

તેજ માણસ જો સદ્‌ગુણમાં દૃઢ નહિ હોય ને ભાગ્યબળે બીજે દિવસે પૈસાદાર બન્યો, તો જગત્‌માં શું જોવામાં આવે છે ? તે ગરીબાઈને છુંદે છે, અનાથોને હસે છે, મદના આવેશમાં અન્ધ બને છે—તેના સમાન કોઈ છેજ નહિ એમ માને છે. આનું કારણ એજ કે પૈસો એટલે દુનિયાની સારી વસ્તુઓ મેળવવાંનું સાધન એવો વિચાર તેના મનમાં હતોજ નહિ, તો પછી સ્વાભાવિક છે કે દ્રવ્યમદને લીધે નઠારી વસ્તુઓના સાધન તરીકે તે તેનો ઉપયોગ કરે.

ગરીબાઈમાં સ્વાતંત્ર્ય છે, સુખ છે, સદ્‌ગુણ છે. તેમજ તાલેવંતીમાં પણ તે તે વસ્તુઓ છે એટલુંજ કે ગરીબાઈમાં તેનો ટકાવ સુલભ છે, તાલેવંતીમાં તેમ નથી.

દરેક માણસે શ્રીમંત બનવું. શા માટે ન બનવું ? દ્રવ્યપ્રાપ્તિના પ્રયત્નોમાં હરીફાઈ છે, ને હરીફાઈમાં પ્રગતિનું બીજ છે. પણ ખરી શ્રીમંતાઈ શ્રીને ધરાવવામાં નથી પણ શ્રીના ઉપયોગમાં છે, જેટલે અંશે તે ઉપયોગ વધારે તેટલે અંશે શ્રીમંતાઈ વધારે, જેટલે અંશે તે ઉપયોગ ઉચ્ચતર તેટલે અંશે શ્રીમંતાઈ ઉચ્ચતર. જેની પાસે દ્રવ્ય છે છતાં દુનિયાની ઉન્નતિ સાધવાને તે પ્રયત્ન કરી શકતો નથી, જેની પાસે દ્રવ્ય છે છતાં હજારો કકળતાં ભાઈબહેનોના કકળાટ તે કમી કરાવી શકતો નથી, જેની પાસે દ્રવ્ય છે તે છતાં દેશની ને સાથે સાથે આત્માની ઉન્નતિ તે કરી શકતો નથી, તે દ્રવ્યવાન્ નથી પણ દ્રવ્યહીન છે. સાધનરૂપ દ્રવ્ય તેની પાસે છેજ નહિ. માટે તે ગરીબથી પણ વધારે ગરીબ છે. તે કદરી છે, તે દયાને પાત્ર છે. શા માટે ? તે તિરસ્કારને પણ પાત્ર છે.

---

# પરિશિષ્ટ

[ પરિશિષ્ટમાં ત્રણ સંવાદો મૂક્યા છે. તે ત્રણે, શાળા, કૉલેજ, ને મંડળોના મેળાવડામાં કેટલીક વાર ભજવાઈ ચૂકેલા છે. શ્રોતાઓને તેનાથી આનંદ પ્રાપ્ત થયો છે તે મારી જાણમાં હોવાથી "નિવૃત્તિવિનોદ"ના વાચકને તેનો સંગ્રહ પૂરો પાડવામાં આવ્યો છે. અ. ક. ]



(૧)

# તરતનો જ્યુએટ—મુકુન્દ બી. જોશી

સ્થળ: એક ઑફિસ

પાત્રો: મુખ્ય અધિકારી—લહેરી પ્રસાદ સેન
ડેપ્યુટી—કુશાગ્રબુદ્ધિ
હેડ કલાર્ક—વજેશંકર
બે બીજા કારકુનો
સિપાઈ

તરતનો ગ્રૅજ્યુએટ—મુકુન્દ બી. જોશી, બી. એસ સી,
બી. એ. (ઑનર્સ)

(ઑફિસમાં એક ખુણે મુખ્ય અધિકારી, વચમાં ડેપ્યુટી, ને નાકે કારકુનો દરજ્જા પ્રમાણે બેઠા છે.)

(વજેશંકર મુખ્ય અધિકારી પાસે સહીઓ કરાવવા જાય છે.)

વજેશંકર—સાહેબ, આ સહીના કાગળ.

લહેરી પ્રસાદ સેન—ઓ માઇ લૉર્ડ, કેટલા બધા કાગળ! કાગળો રોજ રોજ ચન્દ્રની કળાની પેઠે વધતાજ જાય છે.

વજેશંકર—સાહેબ, આટલા કાગળ અગત્યના છે. આજે સહી કરો તો સારૂં.

લહેરી૰ સેન—તમને મારો ઊભો હુકમ છે તે ભૂલી ગયા?

વજેશંકર—સાહેબ, ખબર નથી. ઊભો હુકમ તે કયો વટ હુકમ?

લહેરી૰ સેન—Standing order, man! મારો Standing order

છે: ઊભો હુકમ છે, ઊભો, કે પંદરથી વધુ સહી એકી દિવસે ન માગવી. Standing order—ઊભો હુકમ, ઊભો મીમો છે,

વજેશંકર—હા સાહેબ, સ્થાયી મીમો છે, પણ સહીઓ ચઢી ગઈ છે.

લહેરી૰ સેન—ચઢી ગઈ છે તો પડી જાય ને પડી રહે. જોતા નથી આ પેપર વાંચું છું ને ચહા પીઉં છું તે?

(કારકુન સામું થોડીક વાર ડોળા કાઢ્યા બાદ ખુરશી બીજી બાજુ ફેરવી લહેરી૰ સેન ધીમે ધીમે ચહા પીવામાં રોકાય છે. વજેશંકર પાસેજ કાગળો જોતો બેસે છે.)

(તરતનો ઍજ્યુએટ મુકુન્દ બી. જોશી સર્ટિફિકેટોનો મોટો થોકડો લઈ દાખલ થાય છે.)

જોશી—(૧ લા કારકુનને) મિસ્તર **લહેરી-પ્રસાદ-સેન,** આ ઑફિસના ઉપરી અધિકારી ક્યાં છે?

૧ લો કારકુન—તમે કોણ છો?

જોશી—અરે ઉપરી ક્યાં છે? **લહેરી-પ્રસાદ-સેન** ક્યાં છે?

૧ લો કારકુન—સાહેબનું શું કામ છે? કઈ ઑફિસમાંથી આવો મોટો થોકડો લઈને આવ્યા છો?

જોશી—ઑફિસ? અમારી ઑફિસ તો અમારૂં શારદાપીઠ.

૧લો કારકુન—એ વળી કઈ પીઠ? દાણાપીઠ તો જાણવામાં છે. આ શારદા-પીઠ વળી કઈ પીઠ છે? તમારૂં નામ શું છે ને તમે કેમ આવ્યા છો?

જોશી—(બાજુએ) આ તો શારદાપીઠને દાણાપીઠ સાથે સરખાવે છે! (૧લા કારકુનને) મારૂં નામ મિસ્તર મુકુન્દ બી. જોશી એસ્કવાયર, એમ છે, ને મારૂં કામ તમારા સાહેબને મળવું, એમ છે. તમારો ઉપરી ક્યાં છે? ઉપરી?

૨જો કારકુન—(ધીમેથી, ૧લા કારકુનને–) કોઈ વેદિયો ઢોર છે. સારૂં છે કે સાહેબ વાંચવા ને ચહા પીવામાં રોકાયા છે, નહિતર આ ગરબડ જોઈ આપણી ધૂળ ખંખેરાત.

જોશી—અરે એ! મિસ્ટર! કેમ કંઈ જવાબ નથી દેતા? (સાદ વધારીને) ઉપરી ક્યાં છે?

કુશાગ્ર—(૧લા કારકુન તરફ–) એ કોણ છે?

જોશી—હું એક બી. એસ સી. છું, બી. એ. ઑનર્સ છું, નવીન ગ્રૅજ્યુએટ છું.

કુશાગ્ર—પણ તેમાં ધાંટા શું કરવાને પાડો છો? અહીં કેમ આવ્યા છો? અહીં કંઈ તમારી કૉલેજોના જેવી ડિબેટિંગ સોસાઇટીની મીટિંગ નથી બેઠી કે તેમાં ધાંટાઘોંઘાટ નીભી શકે.

જોશી—ધીમે બોલતાં જવાબ ન મળે તો મોટેથી બોલવુંજ પડે. કંઈ કાયદા-વિરુદ્ધ થોડુંજ કર્યું છે.

કુશાગ્ર—ધાંટા પાડી ઑફિસના કામમાં ખલેલ કરો છો?

જોશી—કેમ, કંઈ ટ્રેસ્પસ ઓછોજ કર્યો છે. એક જાહેર ઑફિસમાં, જાહેર હકથી, જાહેર કામ માટે, જાહેર રીતે, જાહેર સંજોગમાં, અર્થાત્ જાહેર પરિસ્થિતિમાં, જાહેર સમયે, જાહેર માણસની, જાહેર મુલાકાતે જાહેર થવું એનું નામ જો ખલેલ હોય, તો પછી ઑફિસો રાખવાનું પ્રયોજનજ શું છે? મારૂં વર્તન એકદમ તર્કસિદ્ધ છેઃ quite logical.

કુશાગ્ર—તમને કોણે દાખલ કર્યા?

જોશી—વળી દાખલ કોણ કરે? દાખલ થવાની મના હોય તો ક્યાં તો બારણાં બંધ જોઈએ કે ક્યાં તો બારણે પાટીઉં જોઈએ કે No admission without permission, રજા સિવાય દાખલ ન થવું. બારણાં ઉઘાડાં હતાં, પાટીઉં–બાટીઉં હતું નહિ. હું ધારૂં છું

મારો પ્રવેશ તર્કથી સમર્થિત છે: એકદમ તર્કસિદ્ધ છે. It has a logical justification. તમારા ઉપરી ક્યાં છે?

કુશાગ્ર—અરે ભલા માણસ! તમે દુનિયાદારીના માણસ નથી. તમારે તેનું શું કામ છે?

જોશી—મારે એપોઇન્ટમેન્ટ વિષે મળવું છે.

કુશાગ્ર—તેમને મળીને શું કરશો? તમારે મનેજ મળવું જોઈએ.

જોશી—છટ્! છટ્! હું તમને મળીને શું કરું? હું તો ઠેઠ સાહેબનેજ મળીશ.

કુશાગ્ર—તો ભલે. કરો કોડ પૂરો, સાહેબ હમણાં ચહા પીએ છે. તેમાંથી તે પતે પછી સહીના કાગળો પતાવશે, પછી વખત હોય તો આજે, નહિતર કાલે, સાહેબની રજા મંગાવી તેમને મળજો.

જોશી—( મનમાં ) આ તો ઉડાવે છે. એમ બેસી રહે કંઈ નહિ વળે. એના કહેવાથી સમજાય છે કે પેલા ચહા પીએ છે તેજ સાહેબ છે.

( મોટેથી ) સર!

( ઉધરસ ખાઈ લક્ષ ખેંચતા ) સર!

( ઘણે મોટેથી ) અરે સર! સર!

લહેરી૦ સેન—એ કોણ છે? વજેશંકર, કોણ છે?

જોશી—( એકદમ આગળ વધી ) ગુડ ઇવનીંગ સર!

( શેકહૅન્ડ કરવા હાથ ધરે છે. )

લહેરી૦ સેન—( ભવાં ચઢાવી ) યસ! તમે કોણ છો?

જોશી—હું? હું મિસ્ટર મુકુન્દ બી. જોશી એસ્કવાયર, બૅચેલર ઑવ્ સાયન્સ, બૅચેલર ઑવ્ આર્ટ્સ, થર્ડ કલાસ ઑનર્સ ગ્રેજ્યુએટ ઑવ્ ધિ બૉમ્બે યુનિવર્સિટિ ઇન ધિ ઇયર 1914, છું, અને

મારી લાયકાતને લાયક તમારી ઑફિસમાં રૂપીઆ ૧૦૦ની હેડ ક્લાર્કની જગા ખાલી પડી છે તેને માટે આપ સાહેબના સમક્ષ ઉમેદવાર છું.

લહેરી૦ સેન—પણ આ ઘોંઘાટ શા માટે કરતા હતા ? મિ. કુશાગ્રબુદ્ધિને અરજી આપી ચાલતા જવું હતું. તમારાં qualifications શું છે, ને તમારે pay શું જોઈશે તે અરજીમાં જણાવ્યું છે ?

જોશી—અરજી સાહેબને આપવી કે કારકુનને ? સાહેબનેજ આપવી એ યોગ્ય છે ને સાહેબે જાતેજ લેવી એ તેમની ફરજ છે. તેથી તે હું આપનેજ આપીશ. લો આ અરજી. ( અરજી આપે છે. ) તેમાં જોશો તો આપને સ્ફુટતાથી પ્રાદુર્ભૂત થશે—

લહેરી૦ સેન—ભૂત ? ભૂત શેનું ? અહીં કંઈ જાદુગરનું કામ નથી.

જોશી—આપને પ્રાદુર્ભૂત થશે--that is, you will see that, it will appear to you that, આપને માલૂમ પડશે—માફ કરજો સાહેબ, કૉલેજમાં સંસ્કૃત બહુ શીખ્યા તેથી અમે કેટલીક વાર **નિર્પ્રયત્ને** વધારે અઘરા શબ્દો વાપરી દઈએ છીએ—માલૂમ પડશે કે હું મુંબઈ યુનિવર્સિટિનો એક બી. એસ સી. છું, ને વધારામાં બી. એ. છું. બી. એ. નવા કોર્સ પ્રમાણેનો થઈ કલાસ ઑનર્સ છું. **આપ્રવેશબહિર્ગમનાન્ત** કૉલેજમાં શિષ્યવૃત્તિઓ ધારણ કરતો હતો, અને ત્યાંની અનેક પ્રવૃત્તિઓમાં ઉત્સાહપૂર્ણ ભાગ લેતો હતો, જેમકે કૉલેજમિસ્સિલેનીમાં લેખો લખતો હતો ને તે ઘણાજ વખણાતા હતા, ટેનિસમાં પ્રોફેસરો સાથે ટુર્નામેન્ટમાં ઉતરતો હતો ને તેમાં હમેશ પ્રોફેસરોને હરાવતો હતો, ફર્સ્ટ કલાસ ડિબેટર હતો, યુનિયનનો સેક્રેટરી હતો, ને મારા સહાધ્યાયીઓનો માનનીય, વંદનીય, પ્રશંસનીય, વર્ષો સુધી નાયક હતો, અને આ કંઈ મારા ધારવા મુજબ જેવીતેવી લાયકાત ન ગણાય; એટલુંજ નહિ પણ—

લહેરી૦ સેન—એ બધી બાબતોનું અહીં શું કામ છે?

જોશી—કેમ સાહેબ! લાયકાત પ્રમાણે નિમણુક કરવાને આપ બંધાયલાજ (હાથ ઠોકીને) છોને? જો જોવાં હોય તો આ બધાં સર્ટિફિકેટો ને આ બધા મારા લેખો-(મોટો થોકડો ટેબલ ઉપર મૂકે છે)-સર્ટિફિકેટો-ટાઇપરિટન છે. એકાદ વાંચી જુઓ. તાર્કિક ક્રમ પ્રમાણે-in logical order-સૌથી પહેલું આ મારા પ્રિન્સિપાલ સાહેબનું સર્ટિફિકેટ મૂક્યું છે તે જુઓ.

લહેરી૦ સેન—વજેશંકર! એમને સમજાવો.

વજેશંકર—(જોશીને) મિસ્ટર! હવે જરા સમજો.

જોશી—હા સમજ્યો. હું જાતેજ વાંચીશ. સાહેબને તસ્દી નહિ આપું. પ્રિન્સિપાલ સાહેબ લખે છે કે

Mukund B. Joshi was a student of this College for a period of eight or nine years, during which time he distinguished himself in various College activities. He is fairly intelligent and bears a good moral character despite the fact that at times his namo was associated with some College mischief.

લહેરી૦ સેન—(વજેશંકરને ધીમેથી) કોઈ ક્રૅંક છે. સમજાવીને કાઢો. સર્ટિફિકેટ તો એની વિરુદ્ધ જાય છે.

વજેશંકર—સાહેબને નવરાશ નથી તે સમજ્યા તો હશો.

જોશી—સાહેબ કહેશે તો જઈશ. તમે તો કારકુન છો.

લહેરી૦ સેન—તમારે કંઈ નોકરી જોઈએ છે તે મિ. કુશાગ્ર, જે મારા ડેપ્યુટી છે, તેમને જણાવી, અરજી તેમને આપી ચાલ્યા જાઓ.

જોશી—હેડ ક્લાર્કની, રૂ. ૧૦૦ ની નોકરી જોઈએ છે.

લહેરી૦ સેન—અહીં તો રૂ. ૨૫ ની નોકરી પૂરવાની છે; બીજી બધી પુરાઈ ગઈ છે. અમે ઑફિસના માણસોનેજ ગ્રેડવાર ચઢાવ્યા છે; તમારા જેવા નવીન, અનુભવ વગરના, ઉદ્ધત ને મગરૂબ ગ્રૅજ્યુએટો કરતાં અમને એ ઠીક પડે છે.

જોશી—Illogical: તર્કવિરુદ્ધ. શું લાયકાતનું વર્ણન કરવું તે મગરૂબી?

લહેરી૦ સેન—મારી સાથે દલીલ કરવા આવ્યા છો?

જોશી—ત્યારે મારા હકની તમારી સાથે લડત કેમ થાય?

લહેરી૦ સેન—કેવા અસભ્ય?

જોશી—Illogical: તર્કવિરુદ્ધ. શું ખુલ્લે સ્વરે વાત કરવી તેનું નામ અસભ્યતા?

લહેરી૦ સેન—વજેશંકર! આ માણસ તો કંટાળો આપે છે.

જોશી—ફરજ પ્રમાણે અરજદારને સાંભળવો એનું નામ કંટાળો? તમારાં બધાં લક્ષણો દૂષિત છે. તેમાં અતિવ્યાપ્તિ છે. બીજું તો કંઈ નહિ પણ આપના દરજ્જાના માણસ આમ તર્કશાસ્ત્રનું ઉલ્લંઘન કરે તે મને લાગી આવે છે. With due respect, Sir, your logic is faulty.

લહેરી૦ સેન—વજેશંકર! આને કોણે દાખલ કર્યો?

જોશી—લાયકાતે. મારી લાયકાતે.

લહેરી૦ સેન—લાયકાત પ્રિન્સિપાલના સર્ટિફિકેટથી જણાઈ આવે છે. Please leave the office.

વજેશંકર—સાહેબે કહ્યું તે સાંભળ્યું?

જોશી—સાંભળ્યું, પણ આ સર્ટિફિકેટો તો સાહેબ પાસે રાખવા દો.

વજેશંકર—ગાંધીને ત્યાં આપજો; ત્યાં એની કંઈ પણ કિંમત થશે.

જોશી—What do you mean? You have no business to disrespect me. શું મારૂં અપમાન કરશો ? આખી ઑફિસ સાક્ષી પૂરશે, હું defamationમાં તમને ખેંચીશ.

કુશાગ્ર—( ઘંટડી ઠોકે છે—ફરીથી—ફરીથી—) સિપાઈ ! પટાવાળા ! આને બહાર કાઢો.

જોશી—હું જાતેજ જઈશ. પટાવાળાને શું કરવા બૂમ પાડો છો ? તમને કોઈને મારી લાયકાતનું ભાન નથી.

લાયકાત નંબર વન—બી. એસ સી.

લાયકાત નંબર ટુ—ઑાનર્સ બી. એ., થર્ડ ક્લાસ.

લાયકાત નંબર થ્રી—૫૦ સર્ટિફિકેટોનો માલીક.

લાયકાત નંબર ફોર—નામાંકિત કૉલેજ મિસિલેનીમાં લેખક.

લાયકાત નંબર ફાઈવ—સહાધ્યાયીઓનો નાયક, એક રીતે જોતાં તેમનો ખરો ગુરુ, ખરો પ્રોફેસર, અરે ! ખરો પ્રિન્સિપાલ.

It seems none of you respect learning and university degrees. I have still a logical remedy. I shall approach a member of the Legislative Council and try to have a question asked to government in connection with your thus disregarding my claims. ( જાય છે. )

લહેરી૦ સેન—આવા વિચિત્ર માણસને પટાવાળાએ અંદર આવવા કેમ દીધો ? પટાવાળાને બોલાવો.

વજેશંકર—સિપાઈ ! સિપાઈ !

૧લો કારકુન—સિપાઈ !

રજો કારકુન—સિપાઈ! ( બહાર જાય છે, ને સિપાઈને ઊંઘતો જોય છે. તેને જગાડી સાહેબ પાસે મોકલે છે. સિપાઈ ઊંઘતો સાહેબ પાસે જાય છે. )

લહેરી૦ સેન—Oh! he is dozing! પેલાને કેમ આવવા દીધો?

સિપાઈ—સાહેબ, કોને?

લહેરી૦ સેન—Damn! તુંમ ઊંઘતા હૈ. વજેશંકર! એને એક રૂપીઓ દંડ કરો.

સિપાઈ—સાહેબ, માર્યો જઈશ. પરવરદિગર દયા કરો. પગારમાં પૂરું નથી થતું તો દંડ ક્યાંથી ભરીશ?

લહેરી૦ સેન—જંગલી! ગુન્હા કર કર દયા ચઇતી હૈ! વજેશંકર! Dismiss him.

વજેશંકર—Sir! Be pardoned, be pardoned. Peons are difficulter to have than graduates.

લહેરી૦ સેન—( ખૂબ હસે છે. ) Vajeshankar! you have given me an intellectual treat! ( સિપાઈને) જાઓ માફ કરું છું. ફરીથી ઊંઘશે તો કાઢી મૂકીશ. (બાજુએ) વજેશંકરને હજી અંગ્રેજી ન આવડયું. Be pardoned! Good God! and Difficulter! આવાઓનું અંગ્રેજી સુધારવા માટે તો ફરજિયાત રાત્રીશાળા જોઈએ.

( વજેશંકરને ) લાવો સહીઓની લોથ. (સહીઓ શરૂ થાય છે.)

(૨)

# વકતૃત્વકળાનું શિક્ષણ

## વકતૃત્વનો શિષ્ય

## પ્રવેશ પહેલો

**સ્થળ**—વકતૃત્વકળાના પ્રોફેસરનું વાચનાલય

**પાત્રો**—૧. વકતૃત્વકળાનો પ્રોફેસર

૨. વકતૃત્વકળાનો શિષ્ય

( પ્રોફેસર હાફકોટ, ટાઇકૉલર, પાટલુન, હૅટ વગેરે દબદબાવાળા નવીન ઢબના પોશાકમાં પોતાના વાચનાલયમાં બેઠા છે. )

( વકતૃત્વકળા શિખવા ઇચ્છનારો શિષ્ય ધોતીઆ વગેરે હિંદુ પોશાકમાં દાખલ થાય છે. )

**શિષ્ય**—જય જય, ગુરુશ્રી, જય જય.

**પ્રોફેસર**—યસ, ગુડ્ મૉર્નિંગ [ શેકહૅન્ડ ].

**શિ૦**—આપશ્રીને તસ્દી આપવી છે. મારે જાહેર પ્રજાની વકતૃત્વથી સેવા કરવી છે ને તે માટે વકતૃત્વ શીખવું છે. આપની પાસેથી હું શીખી શકીશ ?

**પ્રો૦**—ખુશીથી, ખુશીથી. મેં ભલભલાને ઉસ્તાદ બનાવી દીધા છે, તો તમને શા માટે તેમ નહિ બનાવાય ? તમે તો દેખીતાજ બુદ્ધિશાળી છો.

**શિ૦**—તે તો ઠીક પણ—મારે એકજ મુલાકાતમાં બધું શીખી જવું છે.

**પ્રો૦**—તેમ પણ બનશે; એટલુંજ કે ફી વધારે પડશે.

શિ૦—એકજ મુલાકાતમાં બધું શિખવવાની ફી શી લેશો ?

પ્રો૦—એકજ મુલાકાતમાં બધું શીખવું હોય તો રૂ. ૫૫૫–૧–૦ પડશે.

શિ૦—ફી બહુ આકરી છે.

પ્રો૦—તમારે જાણવું જોઈએ કે હું કંઈ સાધારણ શિક્ષક યાને પંતુજી નથી, પણ એક પ્રોફેસર છું, અને પંતુજી ને પ્રોફેસરની વચ્ચેનો તફાવત તો તમે જાણતાજ હશો.

શિ૦—[ બાજુએ ] આજકાલ પ્રોફેસરો બહુ વધી ગયા છે. જે ને તે પ્રોફેસર ! ગાયનનો તોકું પ્રોફેસર, કસરતનો તોકું પ્રોફેસર, સરકસ કંપનીનો તોકું પ્રોફેસર, જાદુનો તોકું પ્રોફેસર. કાલે ઊઠીને ગાંધીવટનો ને કચરાપટ્ટીનો પણ પ્રોફેસર થશે. જ્યાં ત્યાં પ્રોફેસરનું નામ વાપરી પૈસા વધારે ઓકાવવાની દાનત જોવામાં આવે છે. શું કરવું ? વક્તૃત્વ શીખવુંજ છે એટલે રૂપીઆ ૫૫૫ આપવા.

[ પ્રોફેસરને ] રૂપીઆ ૫૫૫ કબૂલ છે.

પ્રો૦—૫૫૫ ને ૧ આનો.

શિ૦—૧ આનો શેનો ?

પ્રો૦—રસીદની ટિકિટનો. રસીદો પર ટિકિટ ચોઢવાના આના હું કાઢું તો લંક લાગેઃ મારે તો ઘણા શિષ્યો આવે.

શિ૦—રૂપીઆ ૫૫૫ ને ૧ આનો કબૂલ. ચાલો શિખવો.

પ્રો૦—તૈયાર. જુઓ, મારા સામું જુઓ. ધારો કે તમે એક સભા આગળ છો.

શિ૦—સભા અહીં ક્યાં છે ?

પ્રો૦—ધારો; એ તો ધારવાનું.

શિ૦—[ આંખ મીચીને ] ધાર્યું.

પ્રો૦—હવે જે જે તમારી સામે હોય તેનું સામાન્ય રીતે સંબોધન કરો.

શિ૦—[ આંખ મીંચીને ] દિવાલો, ખુરશીઓ, ને સદ્‌ગૃહસ્થોનાં માથાંઓ !

પ્રો૦—અરે ! આંખ ઉઘાડીને, જોઈને બોલો.

પ્રો૦—દિવાલો ને ખુરશીઓને સંબોધવાનું ? સભાને સંબોધો.

શિ૦—તે અહીં ક્યાં છે ? અહીં તો તમે ને હું એજ છીએ.

પ્રો૦—ધારવાનું કહ્યું હતું તે ભૂલી ગયા ? સભા ધારીને તેને સંબોધો. જે જે સભામાં હોઈ શકે તેને સંબોધો.

શિ૦—બાળકો, અને બાળકીઓ ! બાનુઓ ને ગૃહસ્થો !

પ્રો૦—બાનુઓ ને ગૃહસ્થો !—એટલુંજ; બાળકો ને બાળકીઓ તેમાં આવી ગયાં.

શિ૦—બાનુઓ ને ગૃહસ્થો !

પ્રો૦—હવે જે કંઈ કહેવું હોય તે ગભરાયા વિના કહી નાંખવું. વક્તૃત્વ-કળા એટલે સફાઈબંધ બોલવાની આવડત. આપણે બધા બોલીએ છીએ, પણ સફાઈથી બહુજ થોડા બોલીએ છીએ.

શિ૦—સફાઈથી કેવી રીતે બોલાય ?

પ્રો૦—શબ્દો સુંદર વાપરવા, વાક્યો કર્ણને મધુર બનાવવાં. જેમ બને તેમ તેમાં મિઠાશ આણવી. આવડશે ?

શિ૦—દાખલો આપી સમજાવો,

પ્રો૦—જુઓ એક સાધારણ વાક્ય હોય તેને પણ વક્તૃત્વને છાજે તેવું બનાવી શકાય. દાખલા તરીકે, " હાલમાં વર્ષો થયાં દુકાળને લીધે મોંઘવારી છે, તેથી ગરીબનો મરો છે. " એટલુંજ કહેવું હોય, તો પ્રથમ તો એ વાક્યને લંબાવવું ને તેમાં સમતોલતા આણવી. એ-જ વાક્ય વક્તૃત્વની રીતે આમ રચવું:—હાલમાં ઘણા સમયથી, વર્ષો

થયાં, બેત્રણ દશકાથી વર્ષાદ કમી પડે છે, મેઘરાજાની અવકૃપા છે, દેશમાં દુકાળ છે, પાયમાલી છે, મોંઘવારી છે, અને તેથી મધ્યમથી અધમ વર્ગને, અર્થાત્ ગરીબ લોકોને જીવનની જરૂરીઆતો માટે—અંગ પર વસ્ત્ર માટે, ખાધાખોરાકની ચીજો માટે, બાલબચ્ચાંની આવજત માટે ઘણીજ હાડમારી વેઠવી પડે છે, ઘણો સંકોચ વેઠવો પડે છે, ટુંકામાં તેમનો બિચારાઓનો ખરેખર મરો છે. જુઓ આ વાક્યના છ કટકા પડે છે, ને તે જાણે તાજવે તોળેલા હોય તેમ સરખા સરખા છે. ઠેકાણે ઠેકાણે જોડકાંઓ છે. તેથી વાક્ય હવે મધુર બન્યું.

શિ૦—આવું તો આવડશે.

પ્રો૦—જે બોલવું તે ચેષ્ટા સાથે બોલવું. ભારથી કહેવું હોય ત્યાં હાથ ઠોકવો, ખુશીની વાત હોય ત્યાં મોં મલકાવવું, જરૂર લાગે તો હસવું, દિલગીરીની વાત હોય ત્યાં મોં કટાણું કરવું, જરૂર લાગે તો રડવું, એમ દુનિયાદારી વાપરવી.

શિ૦—દાખલો આપો.

પ્રો૦—દાખલો શું, જ્યાં ને ત્યાં? આટલી વખત આપું છું:

જુઓ ઉપલુંજ વાક્ય ચેષ્ટા સાથે આમ બોલાયઃ—

હાલમાં ઘણા સમયથી (બે હાથ પહોળા કરી), વર્ષો થયાં (એક હાથ લંબાવી), બેત્રણ દશકાથી (બેત્રણ આંગળી બતાવી), વર્ષાદ કમી પડે છે (આકાશથી ભોંય તરફ સંકોચથી આંગળી), મેઘરાજાની અવકૃપા છે (જરીક મોં ઉતારી), દેશમાં દુકાળ છે (હાથ તરછોડી), પાયમાલી છે (એકદમ મોં ઉતારી), મોંઘવારી છે (બહુ કટાણે મોંએ), અને તેથી મધ્યમથી અધમ વર્ગને (હાથેલી સપાટ ભોંય તરફ દબાવી), અર્થાત્ ગરીબ લોકોને (મોં ને હાથ સાથે નમાવી) જીવનની જરૂરીઆતો માટે, અંગ પર વસ્ત્રો

માટે (કોટપાટલુન બતાવી), ખાધાખોરાકીની ચીજો માટે (કોળીઓ બતાવી), બાળબચ્ચાંની માવજત માટે (બાળક ઝુલાવતાં બે હાથ થાય તેમ), ઘણીજ (બહુ મોં દયાર્દ્ર) હાડમારી વેઠવી પડે છે, ઘણો સંકોચ વેઠવો પડે છે (હાથેલી સંકોચાવી), ટુંકામાં, તેમનો બિચારાઓનો ખરેખર મરો છે (શરીર જાણે નાંખી દઈ).

શિ૦—હવે આવડશે.

પ્રો૦—અલંકાર વાપરવા.

શિ૦—કેવાં ઘરેણાં પહેરવાં?

પ્રો૦—અરે ભાષાના અલંકાર; ઘરેણાં તે હોય?

શિ૦—તે વળી કેવા?

પ્રો૦—એટલું નથી આવડતું? જો જ્યાં મુખ કહેવું હોય ત્યાં મુખચંદ્ર કહેવું, વિદ્યા કહેવું હોય ત્યાં વિદ્યારત્ન કહેવું. સાક્ષર એ શબ્દ હાલમાં વાપરવાની ઘણી જરૂરે પડે છે, માટે સાક્ષર કહેવું હોય ત્યાં સાક્ષર-રત્ન કહેવું. બસ, આ પ્રમાણે ચાલવું.

શિ૦—તે તો ઠીક, પણ નવું કંઈ ન સૂઝે તો શું કરવું? બીજાના વાપરેલા અલંકારો વપરાય? હોય તો તે આવડશે.

પ્રો૦—વપરાય, વપરાય.

શિ૦—એક પ્રકારની ચોરી થઈ. એ કેમ બને?

પ્રો૦—કંઈ હરકત નહીં. સાહિત્યમાં તો ચોરી થાય.

શિ૦—બસ પત્યું કે નહિ?

પ્રો૦—આકળા ન થાઓ. તમારી ફી પ્રમાણે શિક્ષણ પત્યું નથી. વિશેષમાં એ કે લોકપ્રિય થવાને યત્ન કરવો.

શિ૦—તે કેમ બને?

પ્રો૦—મોટા માણસોનાં નામ આણવાં, ને તે 'અપ ટુ ડેટ' રીતે. હાલમાં સ્વર્ગસ્થ સર ફિરોઝશાહ મ્હેતા ને ઑા. ગોખલેનાં નામો આણ્યાથી અપ ટુ ડેટ રહેવાશે.

શિ૦—આવડશે.

પ્રો૦—શ્રોતાઓમાં ખાસ પ્રિય થવા માટે તેમના સમયની આપણે દરકાર બતાવવી. કહેવું કે "વધારે બોલી તમને કંટાળો નહિ આપું. આપનો સમય હું નકામો નહિ લઉં." એટલે શ્રોતાઓ કહેશે કે "ચલાવો. ચલાવો." એટલે થોડુંક ચલાવવું. આમ કર્યાથી લોકપ્રિયતા જળવાશે.

શિ૦—લો. હવે ઘણું જાણ્યું. જય. જય.

પ્રો૦—ફીના રૂપીઆ ?

શિ૦—બધું યાદ રહ્યું. માત્ર એજ ભૂલી ગયો. લો આ નોટો ને આ આનો, રસીદનું કામ નથી. હવે રજા આપો. ( શિષ્ય જાય છે. )

પ્રો૦—આવા કમઅક્કલ માણસો દુનિયામાં જીવે છે ત્યાંસુધી આપણી રોજીને હરકત નથી. બાકી વકતૃત્વ! ખરૂં વકતૃત્વ, આમ શિખવાય પણ નહિ અને શિખાય પણ નહિ. વકતા પણ કવિની પેઠે બહુધા જન્મથીજ શકિત ધરાવનાર હોઈ શકે છે. જેને વકતા થવું હોય તેનો કંઠ મધુર જોઈએ, આકૃતિ આકર્ષક જોઈએ, વિચારો નવીન અથવા નવીનતામાં રજુ થયલા જોઈએ. પણ આજ તો કઠોર સ્વર, બિહામણું સ્વરૂપ, નકલરૂપ વિચારો—જાણે ગ્રામોફોનની રેકર્ડો—એવાં સાધનોવાળાઓ પણ વકતા થવા માંગે છે. અરે એ તો ખેર. પણ તે ઉપરાંત—

[ શિષ્ય ફરી દાખલ થાય છે. ]

શિ૦—માફ કરજો ! એ વાત પૂછવાની રહી ગઈ છે.

પ્રો૦—એ શું ? બાવીસ વાતો પૂછોઃ પણ આજે; કાલે ઊભા નહિ રહેવ દઉં, કારણ કે એવી છૂટ આપું તો મને બહુ તકલીફ પડે.

શિ૦—કપડાં કેવાં પહેરવાં ?

પ્રો૦—અપ-ટુ-ડેટ.

શિ૦—પાટલૂન ?

પ્રો૦—ખરૂં.

શિ૦—ટાઈ કૉલર ?

પ્રો૦—ખરાં.

શિ૦—દક્ષણી જોડા ?

પ્રો૦—અરે, એ તે હોય ?

શિ૦—કેમ ? એ અપ-ટુ-ડેટ છે ને ?

પ્રો૦—દક્ષણી જોડા અપ-ટુ-ડેટ ?

શિ૦—અપ-ટુ-ડેટ એટલા માટે કે દેશાભિમાનની વાતો કરવી એ હાલ અપ-ટુ-ડેટ કામ કહેવાય; ને દેશાભિમાન સાથે દક્ષણી જોડાને જેટલો સંબંધ છે તેટલો બીજો શેને સંબંધ છે ?

પ્રો૦—છટ્-છટ્-તે તો નહિજ ચાલે.

શિ૦—માથે શું પહેરવું? પાઘડી કે ટોપી કે હૅટ ! કે કંઈજ નહિ ? જાણે પાઘડી સિવાય જે બતાવવું હોય તે બતાવજો. પાઘડીથી તો મારૂં માથું દુઃખી આવે છે ને હું નથી ધારતો કે વીશપચીશ વર્ષ પછી જાહેર સભામાં કોઈજ પાઘડી પહેરે. માટે તે વિના બીજું બતાવજો.

પ્રો૦—ટોપી કે હૅટ નીભશે.

શિ૦—બે ઘરનો પરોણો ભૂખે મરે. આમ વિકલ્પથી વાત કરો તે ન ચાલે. ટોપી કે હૅટ ? એ શું? ત્યારે તો હું ઉઘાડું માથુંજ રાખું તો કેમ ?

પ્રો૦—ચાલશે.

શિ૦—બોલતાં થાકું તો શું કરૂં ?

પ્રો૦—પાણીની ગોઠવણ રાખવી.

શિ૦—પાણીની ગોઠવણ હોય ને કદાચ ન થાકયો તો પછી તે પાણીનું શું કરવું ?

પ્રો૦—તોએ પાણી પીવું. એથી મહત્ત્વ વધે છે.

શિ૦—હવે તો મને લાગે છે કે વક્તૃત્વનાં મૂળતત્ત્વ નહિ, પણ આખું શાસ્ત્ર હું શીખ્યો. ચાલો રજા, સાહેબજી.

પ્રો૦—સાહેબજી !

---

## પ્રવેશ બીજો

**સ્થળ**—જાહેર સભાનો હૉલ

**પાત્રો**—તલકચંદ, વખતચંદ, સ્વરૂપચંદ, વગેરે સભાસદો ને શિખાઉ વક્તા

[ ધાર્મિક કેળવણી સરકારે ફરજિયાત કરવી જોઈએ એવો ઠરાવ કરવાને મેળવવામાં આવેલી જાહેર સભા ભરાઈ છે. ટેબલ પર પાણીનું ગ્લાસ ભરેલું મૂકવામાં આવ્યું છે. ]

[ શિખાઉ વક્તા પાટલુન પહેરી, હાફ-કોટ, ટાઇ-કૉલર,-એ કપડાંમાં, ને ઉઘાડે માથે દાખલ થાય છે. ]

સ્વરૂપચંદ—આજની સભાનું પ્રમુખપદ શેઠ તલકચંદને આપવાની હું દરખાસ્ત આણું છું. શેઠને સૂર્યચંદ્ર પણ ઓળખે છે [ હસાહસ ], તેથી હું વિશેષ કહેતો નથી.

વખતચંદ—ભાઈ સ્વરૂપચંદને હું અંતઃકરણથી ટેકવી રહું છું. [ હસાહસ ]

[ તલકચંદ ખુરશી લે છે. ]

તલકચંદ—ભાઈઓ, આજની સભા શા માટે મેળવાઈ છે તે તમે સૌ જાણો છો. ધાર્મિક કેળવણીને ફરજીઆત કરવા માટેનો ઠરાવ કરી તે નામદાર સરકાર પર આપણે મોકલી આપવાનો છે. તે ઠરાવ રજુ

કરવા માટે જે ભાઈ બોલનાર છે તેમણે હાલમાંજ વકતૃત્વનું શિક્ષણ લીધેલું છે. તેથી આ સભામાં તેમના જેવી કોઈમાં લાયકાત નથી. તેમને બોલવા માટે હું વિનંતિ કરૂં છું.

વકતા—બાનુઓ ને ગૃહસ્થો !

બે સભાસદ-Out of order ! Out of order ! પ્રમુખ સાહેબ ! અહીં અમારામાં બાનુ કોણ છે ?

વક્તા—(મનમાં) ભાગરો વાટ્યો ! પ્રોફેસરે શીખવેલું તે પ્રમાણે બોલ્યો; પણ અહીં તો બાનુ નથી. જરા ખુશામતથી સુધારી લઉં.

[ સભાને ] મહેરબાન સદ્‌ગૃહસ્થો !—

આજનું અનુપમ કર્ત્તવ્ય—

બે ત્રણ સભાસદો— પ્રમુખ સાહેબ ! ‘ બાનુ ’ એ શબ્દ વક્તા પાસે પાછો ખેંચાવો. અમારૂં અપમાન થયું.

પ્રમુખ તલકચંદ—વક્તા ! ચલાવો.

બે ત્રણ સભાસદ—અપમાન, અપમાન !

વક્તા—[ મનમાં ] જરા વધારે ખુશામત જોઈશે.

[ સભાને ]—અતીવ માયાળુ અને જાજ્વલ્યમાન સદ્‌ગૃહસ્થો !

આજનું કર્ત્તવ્ય, આજનું અત્યુત્તમ ને અનુપમ કર્તવ્ય આપની સમક્ષ ખરા જિગરથી બજાવતાં આનંદથી મારૂં હૃદય છલકાઈ જાય છે. આજે આપણે એકઠા થયા છીએ તે આપણા ધર્મને અર્થે થયા છીએ, આપણી પ્રગતિને અર્થે થયા છીએ, આપણી ઉન્નતિને અર્થે થયા છીએ. આપણી આધુનિક અધોગતિ, આપણી ધાર્મિક અધોગતિને લીધેજ થઈ છે. [ (મનમાં) ! કંઈ અલંકાર ન આવ્યો. ] આપણે અધોગતિના કૂપમાં નિમગ્ન થયા છીએ તેનું કારણ આપણને ધાર્મિક કેળવણીનાં તત્ત્વોનું પાન નથી, ધાર્મિક રહસ્યોનું જ્ઞાન નથી,

ધાર્મિક સત્યરૂપી દીપનો પ્રકાશ નથી તેજ છે.[ તાળીઓ ] [વક્તા આગળ બોલતા પહેલાં ટેબલ પર ઢબ ઢબ ઢબ ઢબ હાથ ઠોકે છે.] હું ખાત્રીથી કહું છું કે [ (બાજુએ એક સભાસદ મોટેથી) બોલતાં પહેલાં હાથ ઠોકે છે; જમતાં પહેલાં મોં ધોય છે. ] જે પ્રજાની કેળવણી ધાર્મિક તત્ત્વોને આધારે અપાતી નથી તે પ્રજાની કેળવણી પાયા વિનાના ઘર જેવી છે. [(મનમાં) તાળી કેમ નહિ? હં ફિરોઝ-શાહ. ] શાળાઓમાં ધાર્મિક કેળવણી જોઈએજ એમ લોકમાન્ય, સ્વર્ગસ્થ, હિંદુ ધર્મના નાયક સર ફિરોઝશાહની મજબુત લડત હતી. [ (એક સભાસદ સામેથી) આ શું ભરડે છે? હિંદુ ધર્મના નાયક સર ફિરોઝશાહ?] [ (વક્તા, મનમાં) સર ફિરોઝશાહનું નામ છતાં તાળી નહિ? લાવ હવે લાગણી અજમાવું. ] [ વક્તા રડે છે, રડી રહ્યા બાદ ] અફસોસ! અત્યારે મારૂં હૃદય ભરાઈ જાય છે; કમનસીબે આપણું જીવનગૃહ પાયા વિનાનું બન્યું છે. વધારે બોલી આપને કંટાળો નહિ આપું; માત્ર એટલુંજ–[ સભાસદો–go on, go on, ચલાવો, ચલાવો. ] ભલે ત્યારે ! આપને નિરાશ કરવા હું અસમર્થ છું. આપણું ગૃહ પાયા વિનાનું છે. પણ મને વધારે તો આપણી ખીલતી પ્રજાને માટે લાગે છે. આપણે તો હવે ઘડાઈ રહ્યા; પણ આપણાં ઊગતાં, ખીલતાં, કુમળાં વૃક્ષો–આપણાં બાળકો–તેમનું શું થવાનું? તેમનું ભવિષ્ય આપણા હાથમાં થાપણરૂપ છે. આપને વધુ ન રોકતાં એટલુંજ કે–[go on, go on: ચલાવો ચલાવો.] [(મનમાં) બીજી વાર ચલાવવાનું કહે ત્યારે શું કરવું તે પ્રોફેસરે શીખવ્યું નથી, અને હવે તો હું આવી થાક્યો છું. કંઈજ કહી શકું એમ નથી. લાવ યુક્તિ લગાવું.] આપની મમતા હું સમજી શકું છું, પણ હવે વધારે બોલું તે પ્રમુખ સાહેબને નાહક તસ્દી આપ્યા બરાબર થાય.

પ્રમુખ—ચલાવો. હું સાંભળવાને ઇંતેજાર છું.

વક્તા—આપ સમય આપો એ આપની મોટાઈ છે, પણ વધુ વખત રોકું એ મારી ઉદ્ધતાઈ લેખાય.

પ્રમુખ—હજી મુખ્ય બાબત તો બાકી છે. વખત બહુ છે. ચલાવો.

વક્તા—[ બહુજ ધ્રૂજે છે. બેત્રણ મિનિટ માથું ખંજવાળ્યા કરે છે ને ધ્રૂજતો ધ્રૂજતો ઊભો રહે છે. ]

પાંચ સભાસદો—Go on, go on, ચલાવો, ચલાવો.–[ તાળીઓ ].
Go on, go on,

વક્તા—[ વધુ ધ્રૂજે છે. ] [ (મનમાં) ધાલમાં ઘી ખૂટયું છે. શું ચલાવે ? નાસી જવા દો. [ વક્તા હૉલમાંથી નાસી જવા યત્ન કરે છે. દોડીને બહાર જતાં, ઠોકર ખાઈને પડે છે, ઊઠીને નાસી જાય છે. ]

બે સભાસદો—વક્તા માંદો થયો ? [ હસાહસ–ચાલુ હસાહસ. ]

[ વક્તા પાછો દાખલ થાય છે. ]

વક્તા—[ મનમાં ] પેલું પાણી રહી ગયું. ગમે તેમ, એટલું પી લઉં કે મહત્ત્વ તો જળવાય. જલદીથી ટેબલ પરનું ગ્લાસમાંનું પાણી પી લઈ ચાલ્યો જાય છે. ]

[ ખૂબ હસાહસ; ચાલુ હસાહસ. ]

પ્રમુખ—સભા આજરોજ બરખાસ્ત કરવામાં આવે છે. વક્તાને કંઈક થયું જણાય છે. કદાચ કંઠ બેસી ગયો હશેઃ પાણી પીવું પડયું. કાલે આજ સ્થળે આજ સમયે બધા ભેગા થઈશું.

( બધા જાય છે. )



(૩)

# લાકડીનું જાદુ

## પ્રવેશ પહેલો

### શેઠની ફરમાશ

સ્થળ: રામલાલ શેઠનું ઘર

પાત્રો: રામલાલ શેઠ, ને એનો ગુમાસ્તો બીકણુલાલ

રામલાલ—(સ્વગત) અહા ! નસીબ ! તારી અજબ ખુબી છે. કાકા કનૈયાલાલનો બાવીસ લાખનો દલ્લો ! બસ, આવ્યો. આવી ગયો. ત્રણસે માઇલ દૂર, પણ આજે મારી મુઠ્ઠીમાંજ છે. એક સહેજ ચાલાકી ને બેડો પાર. કાકાએ વિલથી એની મિલ્કત મને આપી છે. ( કાગળ જોઈ ) આ રહ્યું તે વિલ. કોડિસિલથી આ વિલ રદ કર્યું છે તે હું જાણું છું, ને તે કોડિસિલમાં, મિલ્કતનો વારસ પોતાનો પુત્ર પરમેશ્વરલાલ છે એમ લખ્યું છે તે પણ હું જાણું છું. તેથી કોડિસિલ મેળવી તેને ફાડી નાંખું એટલે પત્યું; કારણ, કાકાને તે રજીસ્ટર કરાવવાનો વખત મળ્યો નહોતો. કોડિસિલ કાકાના મિત્ર મિ. લોભીલાલના કબજામાં છે. તેનું કેમ ? (વિચારમાં) લોભીલાલને બાવીસ લાખમાંથી એક લાખ આપવા વચન આપ્યું છે ને બદલામાં કોડિસિલ મને સ્વાધીન કરવા તેણે જણાવ્યું છે, તો તે યુક્તિ સાધી લેવી. હં. પણ તે મંગાવું કેવી રીતે? જાતે લેવા જાઉં તે ઠીક નહિ; કારણ આ વિલને પણ મારે જીવ જેવું સાચવવાનું છે. તે લઈને એની પાસે જાઉં ને તે કદાચ ખોવાય કે તે કોઈ પડાવી લે તો હું પાયમાલ થાઉં. શું ઇન્સ્યુર્ડ પોસ્ટથી કોડિસિલ મંગાવું ?—તે પણ ઠીક નહિ,

પોસ્ટમાંથી દસ્તાવેજ ઉપડે તો બહુ તો મને રૂપીઆ મળે, ને તે પણ કેટલા? કંઈ બાવીસ લાખનો વીમો ઉતરાવાયો? [ વધુ વિચારમાં ] હં. હં. બસ. એક રસ્તો છે ને તે સારો છે. પેલા નવા રાખેલા ગુમાસ્તાને એ કામ સોંપું, પણ તે એવી રીતે કે એ વાણીઓ મારો ભેદ જાણે નહિ. [ મોટેથી ] અરે બીકણુલાલ–બીકણુલાલ–બીકણુ !

[ બીકણુલાલ જલદી આવે છે. ]

બીકણુલાલ—જી.

રામલાલ—તારે મુંબઈ જવાનું છે.

બીકણુ૦—કયારે ?

રામલાલ—આજેજ. ત્યાં જઈ લોભીલાલને મળી, એ આપે તે કાગળ તાબડતોબ લાવવાનો છે.

બીકણુ૦—ચિઠ્ઠી આપો એટલે સેવક તૈયાર.

રામલાલ—મેં એને પત્ર લખ્યો છે. તારે માત્ર એની પાસે જવું, ને એ તને બે પ્રશ્ન પૂછશે તેના હું શીખવું તે ઉત્તર દેવા એટલે કાગળ આપશે. કાગળ જેવો સીલબંધ આપે તેવો સીલબંધ રજુ કરવો.

બીકણુ૦—પ્રશ્ન શા ને ઉત્તર શા તે કહો.

રામલાલ—એ પૂછે કે બે દુ કેટલા ? ત્યારે કહેવું બાવીસ લાખ. પછી પૂછે, તેમાંથી બાદ શું ? ત્યારે કહેવું એક લાખ એક સો એક. યાદ રહ્યું ?

બીકણુ૦—ગોખેથી રહેશે. પણ આવા ખોટા ગુણાકાર ને બાદબાકી આ વાણીઆની જીભે તો નહિ ભણાય. અમે વાણીઆઓ તો ઊંઘમાંએ આંકડાઓની ગણતરીમાં ગોથાં ન ખાઈએ. તો આ ગરબડગોટાળાવાળો હિસાબ ગણતાં મારી ગુમાસ્તા તરીકેની આબરૂને ધોકો પહોંચે, સાહેબ!

રામલાલ—શેઠનો હુકમ પાળવો એજ નોકરની આબરૂ. સમજ્યો?
બીકણ૦—પણ આવું વિચિત્ર, આવું ઢંગ, આવું—
રામલાલ—બસ, બસ, બસ. ગુમાસ્તાને શેઠના કામ પર ટીકા કરવાનો હક્ક નથી. **હુકમ** ને તેનો **અમલ**—ત્રીજી વાત નહિ. બસ જલદી ઉપડી જા.
બીકણ૦—જેવી ઇચ્છા. ( જાય છે. )
રામલાલ—લોભીલાલને અત્યારેજ પત્ર નાંખું છું.

( લખીને પત્ર વાંચે છે. )

શ્રીયુત પરમ પૂજ્ય નિઃસ્વાર્થી ( મનમાંઃ એ પુણ્યશાલી સ્વર્ગમાં વસવા લાયક પુરુષ છે એમ ખુશ કરવા ખાતર—) સ્વર્ગસ્થતુલ્ય સ્નેહી ભાઈ લોભીલાલભાઈ,

આપણી કબુલાત પ્રમાણે એક લાખ મારે આપવા કબૂલ છે. મેં મારા માણસ બીકણલાલને તમારી તરફ મોકલ્યો છે. તેને પેલું કોડિસિલ આપજો. પોસ્ટથી કોડિસિલ મંગાવવું ઠીક ન લાગતાં ને મારે જાતે આવવાનું પણ મને ઉચિત ન લાગતાં મેં મારા માણસને મોકલ્યો છે. તે માણસ મારોજ છે તેની ખાત્રીમાં તેને ચિઠ્ઠી આપત, પણ ચિઠ્ઠી કોઈ બીજો ચોરી લે ને કંઈ ઠગવિદ્યા વપરાય તો હું માર્યો જાઉં, તેમજ બીજી રીતે પણ ગરબડ થવા ન પામે માટે મેં એને બે અર્થહીન ઉત્તર શીખવ્યા છે. તમારે માત્ર બેજ પ્રશ્ન પૂછવા. પ્રથમ, “ બે દુ કેટલા?” ને પછી “તેમાંથી બાદ શું?” બે દુ બાવીસ લાખ કહે ને બાદ એક લાખ એક સો એક કહે તો વિના વિલંબે કોડિસિલ એને આપજો. તે મળેથી બીજેજ દિવસે એક લાખનો ચેક મોકલી દઈશ. એજ વિનતિ.

લિ. સાક્ષરરત્ન સદાશુભેચ્છક ઇહલોકમાં તેમજ પરલોકમાં આપનો સદાનો ઉત્તમોત્તમ સન્મિત્ર,

શેઠજી રામલાલ પોતે.

# પ્રવેશ બીજો

## બીકણુ ગુમાસ્તાનું બીકણુ પગલું

સ્થળ:—રસ્તો

પાત્રો:—બીકણુલાલ, ને પરમેશ્વરલાલ

બીકણુ૦—( રસ્તે ચાલતાં બબડતાં બબડતાં ) શેઠનું ભેજું કંઈક ખસ્યું લાગે છે. લોભીલાલ પાસેથી એક કાગળનો કકડો લાવવો તેમાં વળી આ ભાંજગડ શી? તે પણ કેવી ગાંડાઈથી ભરેલી? લોભીલાલ કહે, બે દુ! ત્યારે મારે કહેવું બાવીસ લાખ ને એ પૂછે, તેમાંથી બાદ શું! ત્યારે કહેવું, એક લાખ એક સો એક.

પરમેશ્વર૦—( પાછળ પાછળ, ધીમેથી સાંભળતાં, મનમાં ) લોભીલાલ! કાગળ! નક્કી કહેવાતું કોડિસિલ ઉડાવવાની તજવીજ.

બીકણુ૦—(ગોખતાં) બે દુ? બાવીસ લાખ–તેમાંથી બાદ શું? એક લાખ એક સો એક, એક લાખ એક સો એક, એક લાખ એક સો એક. બસ. એ બોલ્યા કે પંચ્યાત વિના લોભીલાલ રામલાલનો કાગળ આપી દેશે.

પરમેશ્વર૦—(મનમાં) આ વાણીઓ બીકણુ છે. માટે હાથચાલાકી વાપરી એને જતો અટકાવું ને હુંજ એના નામથી કાગળ મેળવું. નક્કી યુક્તિબાજ રામલાલે કોડિસિલજ મંગાવેલું. કોડિસિલ એને હાથ ગયું તો મારી પાયમાલીજ.

( મોટેથી ) અરે એ! કોણ છે? ( બહુજ જોરથી બીકણુલાલના ખભા પર હાથ ઠોકીને ) કોણ છે તું?

બીકણુ૦—(ખભો પંપાળી, દયામણું મોં કરી ) એ ટો હુંઉઉ...

પરમેશ્વર—હું એટલે કોણ?

બીકણુ૦—અરે હું હું. (મનમાં) કોઈ ખવીસ છે. હજી ખભો દુખે છે, પણ હિંમતથી કામ લેવું. કોઠું ન આપવું,

પરમેશ્વર૦—હું એટલે કોણ ? ને તું કરે છે શું ?

બીકણુ—**હું** એટલે **માણસ**, ને હું કરૂં છું અહીં ચાલવાનું **કામ**. ( બાંય ઊંચી ખેંચી બે ડગલાં પાછળ હઠી ) આંખો છે કે મહુડાં ?

પરમેશ્વર૦—ચાલીને જાય છે કયાં ?

બીકણુ૦—મે ધાર્યું છે ત્યાં.

પરમેશ્વર૦—એવો જવાબ નહિ ચાલે. આ મારી વજ્ર જેવી મુઠ્ઠી (મુઠ્ઠી બતાવી) જોઈ છે ? તું **કોણ** છે ? **કયાં** જાય છે ? **શા માટે** જાય છે ? તે મને તારે કહેવુંજ પડશે.

બીકણુ૦—હું **માણસ** છું. ( પાછળ બતાવી ) **આમથી** આવ્યો, **આમ** (સીધો હાથ કરી) જાઉં છું, ને જ્યાં જાઉં છું, ત્યાં જાઉં છું **માત્ર મારા કામ માટે**, એમાં જરાએ ખોટું નથી.

પરમેશ્વર૦—મારે હાથચાલાકી વાપરવીજ પડશે ?

બીકણુ૦—શા માટે ?

પરમેશ્વર૦—સીધો જવાબ નથી મળતો માટે. જો ચાખ ત્યારે ( પાંચ-સાત લગાવી દે છે. )

બીકણુ૦—અરરર ! ( વાંસો પંપાળી ) આ તો જુલમ થાય છે.

પરમેશ્વર—અરે એ તો હજી ઉપલક છે. હજી મેં કંઈ **જોર** વાપર્યું નથી. બોલ, તું **કોણ** છે ? **કયાં** જાય છે ? **શા** માટે ? કહેવું છે કે નહિ ?

પરમેશ્વર૦—તું બીકણુલાલ ?

બીકણું૦—હા હું બીકણુલાલ, મારા શેઠ રામલાલે લોભીલાલ પાસે **એક** કાગળનો કકડો મંગાવ્યો છે તે લેવા હું મુંબઈ જાઉં છું, તેનું શું છે ? હું બીકણુલાલ છું. લે, તેનું શું છે ?

પરમેશ્વર૦—શું કહે છે ? **મારૂં નામ ને મારૂં કામ પચાવી** બેસતાં **શરમાતો** નથી ! શરમાતોએ નથી ને ગભરાતોએ નથી !

બીકણ૦—(પાછળ હઠી) મેં કોઈનુંએ નામ કે કામ પચાવ્યું નથી.

પરમેશ્વર૦—ખરો **ગઠીઓ** જણાય છે. હું **પોતે** બીકણલાલ ડાધા જેવો તારી સમક્ષ ઊભો છું તેમ છતાં **મારૂં** નામ ને **મારૂં** કામ ધારણ કરતાં તારી હિંમતજ કેમ ચાલે છે ?

બીકણ૦—**મારૂંજ** નામ બીકણલાલ છે. હું ધારૂં તોએ તે હું બદલી શકું તેમ નથી, કારણ છેલ્લાં પચીસ વર્ષ સુધી મને એ નામથી બોલાવવામાં આવે છે. જઈ જો જરા શરાફ બજારમાં, લોકો તને બીકણલાલ કહે છે કે મને ?

પરમેશ્વર૦—ત્યારે તો મારે હાથ બતાવવોજ પડશે. (મારે છે. ખૂબ મારે છે.)

બીકણ૦—અરે કોઈ આવો પોલીસ ! પોલીસ ! અરે ઓ દેવતાઓ ! તમે કયાં મંદિરોમાં ભરાઈ રહ્યા છો. આ તો મને મારી નાખશે.

પરમેશ્વર૦—( ડંડો જોરથી ભોંય પર ઠોકી ) બસ, નાદાન. ચૂપ. બોલ હજી બીકણલાલ તારેજ બનવું છે ?

બીકણ૦—બીકણલાલ તો છુંજ. **બનવાની** વાતજ નથી. મારશે તેથી કંઈ મારૂં **નામ** જતું રહેશે ?

પરમેશ્વર૦—હજી જોઈશે ! ( બેચાર તમાચા લગાવે છે. )

બીકણ૦—પણ હું શું કરૂં, મ્હોટા મ્હેરબાન, વસ્તુસ્થિતિ કંઈ બદલાય ? મારૂં **નામ** હું ટે કડાં ફેંકું ?

પરમેશ્વર૦—હજી એનું એ ? ( ડંડો ભોંય પર અફાળે છે. ) બરાબર બોલ.

બીકણ૦—હું બીકણલાલ **હતો**, પણ મારને લીધે—અરરરરરર !—પડેલા **મારને** લીધે કહું છું કે **હવે** તે નથી.

પરમેશ્વર૦—હજી, **હતો** રહ્યું ? ( ધપ્પો મારે છે.)

બીકણ૦—આ પ્રહાર એવો જબરો પડે છે કે હવે મને પોતાનેજ મારા નામનો શક આવે છે. ( મનમાં બબડતો ) પણ શું આમ **નામ** મૂકી દેવું ?

પરમેશ્વર૦—બબડે છે શું ?
બીકણ૦—જરા મારે નહિ તો મને એક શંકા છે તે કહું.
પરમેશ્વર૦—શું ? જલદી બોલ, નહિ મારૂં.
બીકણ૦—શું ખડેખાટજ; ટકડાક ખાટર નહિ, પણખડેજ હું બીકણલાલ નહિ ?
પરમેશ્વર૦—(ડંડો ઉગામી) જોયો છે ?
બીકણ૦—( પાછળ હઠી ) હા જોયો પણ છે ને ચાખ્યો પણ છે, પણ મારા પડે માટે શું મારૂં નામ મૂકી દેવું ? અને ટે મૂકું ટો પછી મારું ઠાય શું ? મારું **નામજ** ગયું ટો પછી રહ્યું શું ? **હું એટલે મારૂં નામ ને નામ નહિ એટલે હું નહિ. શું જીવતોજોત હું મને પોટાને મુવો માનું !** અડે **આ** રહ્યો ( બે ડગલાં પાછળ હઠી, છાતી ઠોકી ) **આ** રહ્યો હું. **રામલાલનો ગુમાસ્તો** શું હું નહિ ? શું **મને** એણે મુંબઈ નથી મોકલ્યો ? કાગળ લાવવાનું જેને કહ્યું છે **તેજ** શું હું નહિ ? **એ બઢ્ઢાએ હું ને એ બઢ્ઢાએ બીકણલાલ.** મને મારે જવા દે, ભાઈ જવા દે. નકામો કાં સતાવે છે ?
પરમેશ્વર—જાય કયાં ? એક ડગલું ખસ્યો તો આ ડંડાએ તારી પૂંઠ પકડીજ જાણજે.
બીકણ૦—મારે મુંબઈ જવા ગાડી પર જવું છે.
પરમેશ્વર૦—**તારે** જવું છે કે **મારે** ? **હુંજ** બીકણલાલ **ને હુંજ** રામલાલનો ગુમાસ્તો, લોભીલાલ પાસેથી કાગલ મારેજ લાવવાનો છે.
બીકણ૦—(મનમાં) લોભીલાલ ! એ નામ એણે કયાંથી જાણ્યું ? ખરે મને લાગે છે કે એજ બીકણલાલ હશે; કારણ બીકણલાલ વિના બીજો કોઈ લોભીલાલનું નામ જાણતો નથી, લાવ ખરા ભેદની વાત પૂછી ખાત્રીજ કરૂં. ( મોટેથી ) લોભીલાલ પાસે શું કહેવાનું છે તે કહે જોઉં.

પરમેશ્વર૦—લોભીલાલ પૂછે કે બે દુ ? ત્યારે કહેવું બાવીસ લાખ; ને પૂછે કે તેમાંથી બાદ શું ત્યારે કહેવું એક લાખ એક સો એક. એટલે પછી એ મને કાગળ આપશે.

બીકણુ૦—(મનમાં) ખરે, એજ બીકણુલાલ. એમ ન હોય તો એ મારી આ વાત જાણે ક્યાંથી ? ( મોટેથી ) તાડી વાટો એવી છે કે હું બીકણુલાલ એમ માડે કહેવુંજ જોઈએ. પણ ટાડે મને શંકા એ રહે છે હું કોણ ? શું હું બીકણુલાલ નહિ ?

પરમેશ્વર—હું જ્યારે બીકણુલાલ થએલો બંધ પડું ત્યારે તારે બીકણુલાલ બનવું હોય તો બનજે. પણ ત્યાંસુધી જો બીકણુલાલની ભ્રમણા કરી તો મુઓજ જાણજે. ત્યાંસુધી બીકણુલાલ સિવાય બીજો જે કોઈ હોય તે તું. જેમ રુચિ નહિ તે અરુચિ, સુખ નહિ તે અસુખ, તેમ જો તારે નામજ જોઈતું હોય, તો જા, હું જ્યાંસુધી બીકણુલાલ, ત્યાંસુધી તું અબીકણુલાલ.

બીકણુ૦—આમાં મને તો કંઈ સમજાતુંજ નથી. પણ હશે ! જાને ભાઈ, તું બીકણુલાલ હું મારે અબીકણુલાલ. વાણીઆમૂછ નીચી. ( મનમાં ) કદાચ મારૂં નામ ધારણ કરી કંઈ કોહું રચશે, તો-એ માથે શી ફીકર છે ? શી બૅન્કમાં થેલી છે તે ઉપાડી લેવાનો છે ?

પમેરશ્વર—જો મુંબઈ ગયો તો માર્યોજ જાણજે.

બીકણુ૦—( મનમાં ) મરવા કરતાં અહીંજ ઠીક છે. શેઠ વઢશે તો જવાબ દઈશું, પણ આ રાભાનો માર નહિ ખમાય. ( મોટેથી ) ઠીક.

( બીકણુલાલ જાય છે. )

પરમેશ્વર૦—હવે મુંબઈ જઈ કોડિસિલ મેળવવું એ મારૂં પ્રથમ કર્ત્તવ્ય છે,

## પ્રવેશ ત્રીજો
### કોડિસિલ ઉપડયું

સ્થળઃ ભોગીલાલ શેઠનું ઘર  પાત્રોઃ લોભીલાલ ને પરમેશ્વરલાલ

લોભીલાલ—આજે પેલા રામલાલનો માણસ કોડિસિલ લેવા આવવો જોઈએ. રામલાલ જાતે આવ્યા હોત તો સારૂં થાત, કોઈજ જાતની ગડબડ થવાનો સંભવ ન રહેત. પણ હશે, વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો—એ ન્યાયે કંઈ અનિષ્ટ થશે તોપણ મારે શું? મને મારા લાખ મળે એટલે પત્યું. ( પડયા પડયા ન્યુસપેપર વાંચે છે. )

પરમેશ્વર૦—સલામ, શેઠજી. લોભીલાલ શેઠ આપનું નામ?

લોભીલાલ—હા. તમારૂં નામ?

પરમેશ્વર૦—મારૂં નામ બીકણલાલ. રામલાલ શેઠે મંગાવેલો પેલો કાગળ લેવા હું આપની પાસે આવ્યો છું.

લોભીલાલ—તનેજ રામલાલે મોકલ્યો છે? બોલ બે દુ?

પરમેશ્વર૦—બાવીસ લાખ.

લોભીલાલ—તેમાંથી બાદ શું?

પરમેશ્વર૦—એક લાખ એક સો એક.

લોભીલાલ—ઠીક. લે આ કાગળ. સાચવીને લઈ જજે. (કોડિસિલ આપે છે. ) ( લોભીલાલ ઘરમાં જાય છે. )

પરમેશ્વર૦—( સીલ ફોડી કાગળ વાંચે છે. ) આજ. આજ એ કોડિસિલ. એમાં સ્પષ્ટ લખ્યું છે કે. આગલું વિલ રદ કરૂં છું ને મારી મિલ્કત પરમેશ્વરને આપું છું. હા ! રામલાલ ! મને બિનવારસ ઠેરવનારૂં વિલ હમેશ આગળ કરી આ કોડિસિલની હકીકત તેં અત્યાર સુધી કેવી છુપાવી ? શું તારો પ્રપંચ ? આ હા ! આ કોડિસિલ હાથમાં લઈ શું તેને ફાડી નાખવા તું ધારતો હતો? અને શું વિલથી આ મિલ્કત તને અપાઈ છે માટે તે તારે હજમ કરવી હતી ? પણ કંઈ નહિ. હવે હું ફાવ્યો છું.

# પ્રવેશ ૪ થો

## બીકણુલાલ પર વિશ્વાસઘાતનો સેશન્સ કેસ

સ્થળ—સેશન્સ કોર્ટ

પાત્રો—બીકણુલાલ, જજ્જ, પાંચ જુરરો, બે વકીલ, શિરસ્તેદાર, ને રામલાલ

**જજ્જ**—કેમ, બીકણુલાલ હવે તારે કંઈ ખુલાસો આપવો છે?

**બીકણુ૦**—મારે માત્ર એટલુંજ કહેવાનું છે કે રામલાલ શેઠનો અગત્યનો કાગળ—જેને એ બાવીસ લાખની કિંમતનો ગણે છે, એ કાગળ લઈ જનાર હું પોતે નહિ. કદાચ બીકણુલાલ એ કાગળ લઈ ગયો હશે, પણ તે **આ** બીકણુલાલ નહિ, પણ કોઈ **જોરાવર** બીકણુલાલ. એ હું નહિ; પણ જે મને કહેતો કે **એ** હું એવો કોઈ **બીજો** હું હોવો જોઈએ. **હું હું** તો નબળો છું; પણ એ **બીજો હું** તો ઘણો જબરો છે. **હું હું** તો બોલતાં પણ ધ્રૂજી જાઉં છું, માબાપ! પણ એ **બીજો હું** તો મને મારતાં દયાથી પણ ધ્રૂજતો નહોતો. **બીકણુલાલે** કાગળ ઉઠાવ્યો હશે, પણ તે આ **બીકણુ** બીકણુલાલ નહિ. લોભીલાલ શેઠ કાગળ આપ્યા પછી ચારેક કલાકમાં ગુજરી ગયા એ મારૂં કમનસીબ છે. એની ચોપડીમાં બીકણુલાલ એવું નામ નીકળે છે ખરૂં પણ તે હું હુંનું નહિ, પણ મારૂં નામ ઝૂંટવી લેનાર કોઈ **બીજા હુંનું**. **આ** હું (છાતીએ હાથ મૂકી) એટલે કે હું **જાતે, હું, તમારી સમક્ષ ઊભો છું તે હું, એટલે કે માથાથી તે પગ સુધી જે આ તમને જણાઉં છું**, (ચેષ્ટા સાથે) તે **આ હું**, આ બાબતમાં તદ્દન નિર્દોશ છું.

સરકારી વકીલ—નામદાર જજ્જ ને જુરીના ગૃહસ્થો !

આપના સમક્ષ રજુ થએલો કેસ એવો સરળ છે કે હું લંબાણ નહિ કરૂં. રામલાલ શેઠે પોતાનો એક કીમતી કાગળ લઈ આવવાનું કામ આ બીકણુલાલને સોંપ્યું. તે વાત રામલાલે પોતાની જુબાનીમાં તમારી આગળ જણાવી છે. લોભીલાલ શેઠ કાગળ આપ્યા પછી તરત ગુજરી ગયા–(જજ્જ સામું જોઈને) કર ને જો, સાહેબ, પરમેશ્વરેજ એને એના લોભનો બદલો આપ્યો—એટલે અગત્યનો પુરાવો અમે રજુ કરી શકયા નથી. પણ લોભીલાલની ડાયરીમાંથી એવું નીકળે છે કે " રામલાલના સંકેત પ્રમાણે વર્તનાર બીકણુલાલને કોડિસિલ આજરોજ હવાલે કર્યું." આ લખાણ લોભીલાલના પોતાનાજ હાથદસ્કતમાં છે. તેથી અમને જબરો ટેકો મળે છે. માટે બીકણુલાલને ગુન્હેગાર જાહેર કરવા હું આપને વિનતિ કરૂં છું.

બીકણુલાલનો વકીલ—નામદાર જજ્જ ને જુરીના ગૃહસ્થો,

બીકણુલાલનું દુર્ભાગ્ય છે કે લોભીલાલ મરી ગયા છે. નહિતર લોભીલાલ જાતે એને જોઈને કહી શકત કે કાગળ લઈ જનાર એ કે બીજો કોઈ. આપના સમક્ષ ઊભેલો બીકણુલાલ કહે છે કે કાગળ લઈ જનાર હું નહિ પણ મારો નામધારી કોઈ બીજો માણસ છે. હવે લોભીલાલની ડાયરીમાંથી માત્ર એટલુંજ નીકળે છે કે કાગળ બીકણુલાલ લઈ ગયો, પણ તેથી કંઈ **આ** બીકણુલાલજ લઈ ગયો એમ સાબીત થતું નથી. ગમે તે માણસ ગમે તેનું નામ ન દઈ શકે ? ડાયરીમાં માત્ર નામ છે, પણ જે નામનો માણસ કાગળ લઈ ગયો તે આ આપના સમક્ષ ઊભેલો બીકણુલાલ હતો એ કંઈ સાબીત થતું નથી. એ સાબીત કરવું એ પ્રૉસિક્યુશનનું કામ છે. તે નથી થયું તેથી **આ** બીકણુલાલને શકનો લાભ આપવા હું આગ્રહપૂર્વક વિનતિ કરૂં છું.

જજ્જ—જુરીના સદ્‌ગૃહસ્થો,

તમારા આગળ જે કેસ રજુ થયો છે તેની વિગતથી તમે વાકેફ થયા છો. તોહમત ઘણું ગંભીર છે. બીકણુલાલે રામલાલના અમુક કાગળના સંબંધમાં વિશ્વાસઘાત કર્યો ને તેથી હિંદી ફોજદારી કાયદાની ૪૦૯-મી કલમ પ્રમાણે એ સજાને લાયક ઠરે છે એવું એના પર તોહમત છે. પુરાવામાં રામલાલની જુબાની ને લોભીલાલની ડાયરી એ બે રજુ થયાં છે. ડાયરીમાંથી એવું નીકળે છે કે બીકણુલાલ કાગળ લઈ ગયો. પણ તે બીકણુલાલ **આજ** કે **બીજો** કોઈ એવું ડાયરી પરથી કહેવું કે નહિ તે તમારે વિચારવાનું છે. તોહમતદાર એમ કહે છે કે એ બીકણુલાલ કોઈ બીજો. પણ એના બોલવાના પર કેટલું વજન મૂકવું એ તમારે વિચારવાનું છે. **આ** હું ને **બીજો** હું, **હું હું** ને **પેલો હું**—એવાં વિરુદ્ધ વચનો પરથી તોહમતદાર કંઈક ગાંડો હોય એમ કદાચ ભાસ થાય, તોપણ એવું માની તેને નિર્દોષ ઠેરવવો એ હું બહુ ઉચિત જોતો નથી. કારણ એના વકીલે કે એણે કંઈ પણ એવું કહ્યું નથી કે જે પરથી એ ગાંડો હતો એવું માની શકાય.

(થોડી વાર ગુપચુપ રહી, અંદર અંદર વાત કરી જુરરો થોડો સમય ગાળે છે.)

જુરીનો ફોરમૅન—સાહેબ, અમારે એકાંત જોઈએ છે. અંદર અંદર મતભેદ છે!

જજ્જ—બાજુ પર જઈ જોઈએ તેમ કરો.

(જુરરો બાજુ પર જાય છે.)

ફોરમૅન—મને લાગે છે કે ગુન્હો સાબીત થતો નથી. લોભીલાલને ત્યાંથી બીકણુલાલ કાગળ લઈ ગયો એ વાત ડાયરીમાંથી જણાય છે, પણ તે બીકણુલાલ તે આજ બીકણુલાલ એમ સાબીત કરવામાં આવ્યું નથી, તેથી આપણે આને નિર્દોષ ઠેરવવો.

બીજો જુરર—એમ કેમ છોડાય? છોડીશું એ જજ્જ સાહેબને ગમશે!

ત્રીજો જુરર (પારસી)—લેવ, આયેતો વરી જજ્જ સાહેબને ખુશ કરવાની

ફીકરમાં પરિયાચ. મિસ્તર જરા ઇન્દિપેન્ડન્સ રાખો. છોરી મૂકો, આપુણને સું?

ચોથો જુરર—છોડો ભાઈ છોડો, દયા ધર્મકા મૂલ હૈ. **ધર્મો ભવિષ્યતિ.** બિચારો આશીર્વાદ દેશે. એ પણ છૂટશે ને નાહકના આપણે પણ આ માથાકૂટની દુગ્ધામાંથી છૂટીશું. સાલું એ વકીલ કહે તે બી ખરૂં લાગે છે: ને તે બીજો કહે તે બી ખરૂં લાગે છે. એ માથાફોડમાં આપણે દયાજ રાખવી કે રસ્તો સહેલો સપ.

પાંચમો જુરર (મુસલમાન)—છોડ દો, છોડ દો.

ફોરમૅન—તે તો ઠીક, પણ દલીલો તો કરો, (બીજા જુરર તરફ આંગળી કરી) કે આ ભાઈની શંકા દૂર થાય.

બીજો જુરર–મને લાગે છે કે એ ગઠીઓ છે. એને છોડવાથી અમારી વેપારીઓની તો પાયમાલીજ થશે. ગુમાસ્તાઓ એને પગલે પગલે ચાલશે.

ફોરમૅન–**પરિણામ**નો આપણે વિચાર કરવાનો નથી. આપણે તો માત્ર **પુરાવો**જ જોવાનો છે.

બીજો જુરર–એ પુરાવાબુરાવા અમે ન સમજીએ. એ બધું અંગ્રેજી ભણેલાઓને સોંપ્યું. છોડવો હોય તો છોડો. કયાં મારો દુશ્મન છે!

ત્રીજો જુરર–છોરી દો, છોરી દો.

ફોરમૅન–(મનમાં) આ બધા અક્કલના ઓથમીર છે. પણ ખેર જ્યાંત્યાં બધા એકમત થાય છે. (મોટેથી) ત્યારે નિર્દોષ, એમજ કેની?

બીજા જુરરો–હા એમજ.

ત્રીજો જુરર–નિરદોસ, નિરદોસ.

(જુરરો કોર્ટમાં બેસે છે.)

શિરસ્તેદાર–કેમ તમે શા નિર્ણય પર આવ્યા?

ફોરમૅન–આ બીકણલાલ નિર્દોષ છે એમ અમે એકીમતે ઠરાવીએ છીએ.

જજ–બીકણલાલ! જુરી સર્વાનુમતે તને નિર્દોષ ઠરાવે છે. તેથી હું તને છોડી મૂકું છું.

બીકણલાલ–મહેરબાન જડજ સાહેબ ને જુરીના ગૃહસ્થો,
મને બોલવાનો હક નથી પણ હું બોલું છું. આ ગરીબ વાણીઓ આજે નાહક મારયો જાત. શ્રી સત્યનારાણ દેવ તમારૂં ભલું કરશે. આજેજ સાંજે સત્યનારાયણની કથા કરાવીશ. પડસાદ રાખજો મારા મહેરબાનો.

(સર્વે જાય છે.)

---

## પ્રવેશ પાંચમો

## ભેદનું સ્ફુટીકરણ

સ્થળ—રામલાલનું ઘર પાત્રો—રામલાલ ને પરમેશ્વરલાલ

પરમેશ્વર૦—કેમ! રામલાલ! આજ કે પેલું કોડિસિલ?
રામલાલ—આશ્ચર્ય! હા એજ. ત્યારે બીકણલાલ કોણ?
પરમેશ્વર૦—તે હું પોતેજ. હુંજ પેલો જોરાવર બીકણલાલ. કોડિસિલને આધારે મારા બાપની બાવીસ લાખની મિલ્કતનો ભોગવનાર હુંજ છું. પેલું વિલ નાબુદ છે.
રામલાલ—પાયમાલ!
પરમેશ્વર૦—પૂરેપૂરો. એકદમ આ ઘર, આ વાડીવજીફા, આ શેઠાઈ—એ બધું છોડીને અહીંથી ચાલ્યો જા, દુષ્ટ! નહિતર તને ઝાંઝરીઆં પહેરાવવાના કાર્યમાં સફળ થાય એવો આ તારો લોભીલાલ પરનો પત્ર, (પત્ર બતાવે છે) એના મરણબાદ મેં એને ત્યાંથી મેળવ્યો છે. (પગ ઠોકી) બસ, એકદમ.

(રામલાલ નીચું મોં કરી જાય છે.)
(પરમેશ્વર ઘરમાં જાય છે.)

---